# સૌરાષ્ટ્રના પ્રસિદ્ધ રાજવીઓ

(કાઠી રાજવંશના રાજવીઓ)






લેખક

- ડૉ.પ્રદ્યુમ્ન ખાચર
- ડૉ.ધીરૂ વાળા









આખા કાઠિયાવાડમાં માત્ર જૂનાગઢ,મોરબી,નવાનગર,વઢવાણ અને જસદણ રાજ્યને જ પોતાની સ્વતંત્ર પોસ્ટ વ્યવસ્થા હતી,જેની આ સૂર્યવાળી એક આનાની ટપાલ ટીકીટ છે.

## યુનિટ-૪

### ૧ કાઠી રાજવંશનો પરિચય

### ૨ આલા ખાચર પહેલા (જસદણ)ની પ્રારંભિક કારકિર્દી અને પ્રજાકલ્યાણના કાર્યો

### ૩ આલા ખાચર બીજા (જસદણ)ની પ્રારંભિક કારકિર્દી અને પ્રજાકલ્યાણના કાર્યો

### ૪ અમરાવાળા (થાણાદેવળી)ની પ્રારંભિક કારકિર્દી અને પ્રજાકલ્યાણના કાર્યો

## કાઠી રાજવંશનો પરિચય

#### પ્રસ્તાવના

કાઠી દરબારો સાંસ્કૃતિક વારસામાં, વૈચારિક વારસામાં, આર્થિક વારસામાં તથા શૂરવીરતા અને રખાવટ અને દિલેરીમાં કાઠિયાવાડના કોઇપણ લોકો કરતા લકીરેય ઓછા નથી. બલ્કે કેટલીક બાબતોમાં ચડિયાતા રહ્યા છે. કાઠી દરબારોના ઈતિહાસને અંગ્રેજ ઈતિહાસકારો સ્ટ્રેબો, મેકક્રિન્ડલ, સી.આર.બેવન, રોબિન્સન, એરિયન, ઇલિયટ, કેમ્પબેલ, કર્નલ ટોડ, વોટસન, કેપ્ટન મેકમર્ડો અને અમુક ભારતીય ઈતિહાસકારો અને સ્વામિનારાયણ સંપ્રદાય વિશે લખનાર અનેક લેખકો બરાબર સમજી કે ઓળખી શક્યા ન હતા. દરેક રાજવંશોએ પોતપોતાના ઇતિહાસો લખાવ્યા હતા. જેમ કે 'ઝાલાવંશવારિધિ', 'યદુવંશપ્રકાશ' એ રીતે કાઠી દરબારોએ પણ પોતાના ઈતિહાસને યોગ્ય રીતે લખવાની શરૂઆત કરી હતી. બીલખા, અમરનગર અને જસદણ રાજ્યએ પ્રયત્ન કર્યા હતા. એ પછી પણ ઘણા સંશોધનો થયા જેને આધારે તેઓને ભારતના જ વતની અને કઠાર્ય તરીકે અને ખાચર,ખુમાણ,વાળાને ઢાંકના વાળા રાજપૂત વંશ માંથી નીકળેલા બતાવવામાં આવ્યા છે. તેથી હવે અંગ્રેજ ઈતિહાસકારો અને ભારતીય ઈતિહાસકારોની કાઠીઓ પરદેશના હોવાની માન્યતા નિર્મૂળ થઈ છે. કાઠીઓ ભારતના જ વતની હોવા માટે તૈતરીય ઉપનિષદ, બ્રાહ્મણ ભાષા-ભાષ્ય, રામાયણ, શતપથ બ્રાહ્મણ અને તેમની વિશિષ્ટ જીવનશૈલીને તપાસીને તેઓ ભારતના જ વતની હોવાનું આજે માનવામાં આવ્યું છે.

#### ઉત્પત્તિ અંગેના વિચારો

મોટાભાગના અંગ્રેજ ઈતિહાસકારો અને ભારતીય ઈતિહાસકારો કાઠી દરબારોને તેમની રહેણીકરણી, અશ્વપાલન અને સૂર્યપૂજાને કારણે તેમને શક, હુણ અને સિથીયનના વંશજો માનતા હતા એ માટે ઈતિહાસકારો પાસે અનુમાન અને વિદેશી જાતિઓ સાથેની સમાનતા સિવાય બીજા કોઈ આધારો હતા નહિ કેટલાંક વિદ્વાનો કાઠીઓને મૂળ કઠ પાંચાળના વતની હોવાથી કાઠીઓ કહેતા. કારણ કે નદીના કાંઠાળ પ્રદેશમાં વસવાટ કરતાં હોવાથી કાઠીઓ કહેવાયા. તેઓ સૂર્યની ઉગ્ર કઠણ ઉપાસના અને કઠીન વ્રત તપ કરતા હોવાથી કષ્ટસહન કરનાર એ કાઠીઓ એવો સીધો સાદો અર્થ પણ તારવતા હતા. કોઈ વળી તેમને વેદની કઠ શાખાને માનતા હોવાથી અને કઠોપનિષદને માનતા હોવાથી પણ કાઠીઓ તરીકે ઓળખાતા હતા. કાઠીઓ માટે જુદી જુદી જગ્યાએ જુદા જુદા ગ્રંથોમાં કાઠીયન, કઠ,

કારટપાલ, કારટી, કાટી, કટી, ખાઠી, કોમાની વગેરે શબ્દો પણ વપરાયેલા જોવા મળે છે. આ બધી જ બાબતોનો ઈતિહાસ તપાસતા અને કાઠી શબ્દની વ્યુત્પતિ તપાસતા એ બધાના સારરૂપ એમ ગણવામાં આવ્યું છે કે આજ સુધી અંગ્રેજ ઈતિહાસકારોએ કરેલા વિધાનો નિરાધાર અને નિર્મૂળ સ્વરૂપના છે. કાઠીઓ તો મૂળ ભારતના જ વતની છે અને એ તેમની રહેણીકરણીમાં પણ તે અંગેના કેટલાંક સજ્જડ પુરાવાઓ જોઈ શકાય છે. એરિયન લખે છે કે "કાઠીઓ વિવિધ પ્રાંતોમાં ફરતાં રહેતા ને હિંદુસ્તાનના કોઇપણ રાજાની સત્તા નહીં પાળનારા અને મુશારો ( ચોક્કસ રકમ લઈને લડવા જવું ) લઈ હિંદુ રાજાઓને મદદ કરતા હતા." આમ કાઠીઓ અંગે તે પરદેશી હોવા અંગેનું એક બીજું કારણ એ હતું કે કાઠીઓ મોટી રકમનો મુશારો લઈને એશિયા ખંડના જુદા જુદા દેશોમાં લડવા જતાં હતા અને જયારે તેઓ પાછા વળ્યા ત્યારે તેમને ઈતિહાસકારોએ વિદેશી માની લીધા હોય.

ગ્રીક લેખકો લખે છે કે કાઠીઓએ જ સિંકદરને ભારતમાં હરાવ્યો હતો. કાઠીઓનું પ્રસિદ્ધ રાજ્ય સાંગલાનગર હતું. આ પછી કાઠીઓ કાશ્મીર, પંજાબ, રાજસ્થાન અને છેલ્લે કચ્છમાં વસવાટ કરતા હતા. કચ્છમાંથી તેઓ પૂર્ણપણે સ્થળાંતરીત થઈને બે કાફલામાં આવીને કાઠિયાવાડમાં સ્થિર થયા હતા.

ડો.પ્રદ્યુમ્ન ભ. ખાચર 'સૌરાષ્ટ્રના કાઠીઓનું રાજકીય અને સાંસ્કૃતિક ક્ષેત્રે પ્રદાન" નામના મહાનિબંધમાં પણ કાઠીઓની ઉત્પત્તિ અંગેના ઘણા બધા પુરાવાઓ, કથાઓ, તામ્રપત્રો, નૃવંશશાસ્ત્ર, રહેણીકરણી વગેરેનો અભ્યાસ કરી જણાવે છે કે કાઠીઓ મૂળ ભારતના જ વતની હતા.

### રાજવંશની ઉત્પત્તિ અંગેની કથાઓ

ભારતના વિવિધ ધર્મગ્રંથો અને પુરાણોએ દરેક રાજવંશ અંગે જુદી જુદી દંતકથાઓ આલેખી છે એ રીતે કાઠીઓની ઉત્પત્તિ વિશે પણ કપોળ કલ્પિત આધાર વિહોણી એક દંતકથા જાણવા મળે છે કે મહાભારતકાળમાં કર્ણએ એક લાકડી પછાડીને એક પુરૂષ ઉત્પન્ન કર્યો કે જે ગાયો વાળી શકે. આ કાષ્ટની લાકડીમાંથી ઉત્પન્ન થયેલ પુરૂષ તે કાઠી. આવી કપોળ કલ્પિત દંતકથા છે, જેને કોઇપણ રીતે સ્વીકારી શકાય એમ નથી પરંતુ પ્રાચીન ભારતના ઈતિહાસના નિષ્ણાંત વિદ્વાનો પંડિત સાંકળેશ્વર, રાયચૌધરી તથા શ્રીવાસ્તવ જેવા લેખકોએ અભ્યાસ કરીને આ કથાને અયોગ્ય ગણી છે.

ચંદ બારોટ જે ૩૬ રાજવંશની યાદી આપે છે તેમાં સૂર્યવંશ પ્રથમ નંબરે છે, તેમાં કારટપાલનો અઠ્યાવીસમો નંબર છે તે શબ્દ માંથી અમુક સમયે પાલ અને ' ર ' શબ્દનો ઉચ્છેદ થઇ જતા કારટ કે કારટી થઇ ગયું અને એમાંથી અપભ્રંશ કાઠી થયું હોય એમ પણ મનાય છે,આ રીતે ચૌલુક્ય માંથી સોલંકી,ચાપોત્કટ માંથી ચાવડા,પ્રતિહાર માંથી પઢીયાર.

### કાઠી દરબારોના બે પ્રકાર

આઠ શાખાના મૂળ કાઠીઓ છે. (૧) પટગીર (૨) પાડવા (૩) નાટા (૪) ટોહરિયા (૫) ગુલિયા (૬) માંજરિયા (૭) ગરીબા (૮) નરેડ (જાતવડા). બીજા કેટલાંક કાઠીઓ અન્ય રાજપૂત રાજવંશોમાંથી ઉતરી આવ્યા છે. જેમ કે ધાધલ (રાઠોડ રાજવંશ), ખવડ (ઝાલા રાજવંશ), જળુ,શેખવા,વેગડ, (ચૌહાણ રાજવંશ), બસિયા (પરમાર રાજવંશ) જેબલિયા (પરમાર રાજવંશ) વરૂ,વાંક (જેઠવા રાજવંશ) વગેરે પરંતુ આ કાઠીઓ એકબીજા વચ્ચે અલગ અલગ રાજવંશના હોવા છતાં લગ્ન સંબંધ બાંધી શકતા નથી અને તેમણે શાખાયત કાઠીઓ સાથે જ લગ્ન સંબંધો બાંધવાના રહે છે.

જયારે ખાચર ખુમાણ અને વાળા એ તો ઢાંકના વાળા રાજવંશમાંથી ધાનવાળાએ નીકળી કાઠીની દીકરી સાથે પરણવાથી કાઠી ગણાયા છે.

કાઠી દરબારોએ પોતાની એકતા અને કડક સંગઠન માટે પોતાના બે પ્રકારો પાડ્યા છે. (૧) શાખાયત (દરબારો) એટલે રાજ સત્તાધિશો. એમાં વાળા ,ખાચર, ખુમાણ, અને ૯૬ પેટાશાખાઓનો મુખ્યત્વે તેમાં સમાવેશ થાય છે. (૨) અવરતિયા.( કાઠી) જેમાં ધાધલ, ગીડા, બસિયા, જેબલિયા, માલા વગેરે ૧૩૨ થી વધુ શાખાઓનો સમાવેશ થાય છે. આ બંને શાખાયત અને અવરતિયા એકબીજા વચ્ચે જ લગ્ન સંબંધો બાંધી શકે છે એવું કડક બંધારણ છે.

### કાઠી રાજવંશના રાજ્યો

કાઠી દરબારો સૌરાષ્ટ્રમાં દશમી સદી અને ચૌદમી સદીમાં એ બે કાફલામાં આવ્યા હતા. સૌ પ્રથમ કાઠીઓ કચ્છમાંથી સ્થળાંતર કરીને પંચાળમાં થાનગઢ મૂકામે આવ્યા એ પછી તેમણે જસદણ, ચોટીલા, બગસરા, જેતપુર, દેવળીયા, ખેરડી, ચિત્તલ વગેરે વિસ્તારો કબજે કરીને પોતાની સ્વતંત્ર રાજસત્તાનું સ્થાપન કર્યું. આઝાદી સમયે કાઠી દરબારોના ૨૫ જેટલા તાલુકાઓ હતા અને ૪૭ થી વધારે સાતમા વર્ગના તાલુકદારો હતા. આ બધા મળીને કુલ ૭૨ અખત્યારી તાલુકાઓ હતા. જેનુ ક્ષેત્રફળ ૨૦,૦૦૦ ચોરસ માઈલ જેટલું હતું. એ બધા તાલુકાઓ મળી ૪૦ લાખ જેટલી આવક હતી અને તેમના શાસન હેઠળ ત્રણેક લાખની વસતિ વસી રહી હતી.

કાઠી દરબારોના પાંચ રાજયો હતા.

(૧) જસદણ (૨) બીલખા (૩) થાણાદેવળી-અમરનગર (૪) વડિયા (૫) જેતપુર-પીઠડીયા

આ ઉપરાંત બગસરા-૧ બગસરા-૨, ખારી ,નટવરનગર, હડાળા, ચુડા, ડાંગાવદર, થુંબાળા, હરસુરપુર-દેવળિયા, ખીજડીયા હનુમાન, સૂર્યપ્રતાપગઢ, અનીડા, સાંથળી-ભુખલી, વાઘણીયા-બરવાળા, માનપુર, બાબરા, માયાપાદર, ચાંપરાજપુર, સનાળા, આલીધ્રા, કોટડાપીઠા ,ભાયાવદર, અકાળા, નડાળા, પીપળિયા, સરદારપુર, કણેર, મોટી ગરમલી, નાની ગરમલી, ગઢિયા, ચરખા, જામકા, ઢોલરવા, માણાવાવ, લાખાપાદર, મોણવેલ, વેકરિયા, વાઘવડી, હાલરિયા,કાથરોટા,શીલાણા, દહીંડા, કાનપર-ઈશ્વરીયા, ભલગામ-બળધોઈ, રાણીગામ, ચોટીલા, ભીમોરા,ચોબારી, મેવાસા, સણોસરા,માત્રા ટીંબા, પાળીયાદ, આણંદપુર ૧, આણંદપુર ૨, ભડલી, ઈતરિયા, વાંકિયા, કરિયાણા, ખંભાળા,નિલવળા, ધાંધલપુર, સુદામડા, સેજકપુર, ડેડાણ, ગીગાસણ, રામપરડા, ભાણેજડા વગેરે વગેરે તાલુકાઓ હતા.

ખુમાણ બહારવટીયા ઓને કાઠી રજવાડાઓ મદદ કરે છે તેથી કાઠીઓના મોટા સંઘને હરાવવા ભાવનગર રાજ્યે ઇ.સ.૧૭૯૩માં ૪૦ દિવસનો ઘેરો કરી ચિતલની લડાઈ લડી.આ લડાઈ જૂના સૂરજદેવળની લડાઈ બાદ સમગ્ર કાઠીઓ બીજીવાર એકસંપ કરી લડ્યા પણ તેમ છતાં હારી ગયા,જોકે તે પછી ભાવનગર રાજ્યે કાઠીઓ સાથે સમાધાન કરી ચિતલ પાછુ કુંપાવાળાને આપી દીધું.

### રાજવંશનો ઈતિહાસ આલેખતા ગ્રંથો અને સંશોધનો

કાઠી દરબારોના ઈતિહાસ અંગે આઝાદી પહેલાં પણ ઈતિહાસ આલેખવાના છૂટાછવાયા પ્રયત્નો થયા હતા. જેમાં બીલખા, અમરનગર અને જસદણ રાજ્યે પ્રયત્નો કર્યા હતા. જસદણ રાજ્યએ એક સાધુપુરુષ સ્વામી શ્રીવાસ્તવ પાસે સમગ્ર ભારતભરનો પ્રવાસ કરાવી 'સૂર્યવંશી કઠાર્ય ક્ષત્રિયો કા પુરાતન ઈતિહાસ' નામે ચાર ભાગ લખાવ્યા હતા. પરંતુ તે પાંચ જ નકલોમાં પ્રસિદ્ધ થયા હતા તેથી તે

સંશોધન વધુ ફેલાવો પામી શક્યું ન હતું. રાજકોટના પોલિટીકલ એજન્ટ કર્નલ જે.ડબલ્યુ.વોટસનને ઈતિહાસ સંશોધનમાં અનેરો રસ હતો અને તેણે 'કાઠિયાવાડ સર્વસંગ્રહ' ના નામે મૂલ્યવાન ગ્રંથ પણ આપ્યો હતો, તેણે અંગ્રેજીમાં 'હિસ્ટ્રી ઓફ કાઠી' નામનો ગ્રંથ લખ્યો હતો પરંતુ તે તેનું અકાળે અવસાન થવાથી પુસ્તક સ્વરૂપે પ્રસિદ્ધ કરી શકાયો ન હતો.


૧. કર્નલ જે.ડબલ્યુ.વોટસન, "કાઠિયાવાડ સર્વસંગ્રહ", ઈ.સ.૧૮૮૬, મુંબઈ. (સંશોધિત આવૃત્તિ ડૉ.પ્રદ્યુમ્ન ખાચર ) જૂનાગઢ,ઇ.સ.૨૦૦૫

૨. શ્રીવાસ્તવ, "સૂર્યવંશી કઠાર્ય ક્ષત્રિયો કા પુરાતન ઈતિહાસ" ભાગ ૧ થી ૪, ઈ.સ. ૧૯૩૨, જસદણ.

૩. કવિ અલરાજ નાજભાઈ, "અમરસંગ્રહ" , ઈ.સ.૧૯૩૭, થાણાદેવળી.

૪. ખાચર પ્રદ્યુમ્ન ભ., "કાઠી ઈતિહાસ અને સંસ્કૃતિ", ઈ.સ.૧૯૯૬,સણોસરા.

૫. વાળા નાજભાઈ હ. "કાઠિયાવાડના વાળા અને કાઠી રાજવંશો", ઈ.સ.૧૯૯૯, ધારી.

૬. ખાચર પ્રદ્યુમ્ન ભ., "કાઠીઓ અને કાઠિયાવાડ", ઈ.સ.૨૦૦૬, સણોસરા.

૭. ખાચર જીલુભાઈ, "કાઠી સંસ્કૃતિ", ઈ.સ.૨૦૦૭, ધજાળા.

૮. વ્યાસ હરજીવન, "વાળા રાજપૂત કાઠીઓનો ઈતિહાસ", (ઈ.સ.નથી), રાજકોટ.

૯. **Watson J.W. "History of Kathi" ( un published ) 1886**

૧૦. **Bell Wilberforce, "The History of Kathiawad" 1980, second ed. New Delhi**

૧૧. **The Ruling Princes, Chiefs and Leading Personages in the western India state agency,1935.**


### મૂલ્યાંકન

કાઠી દરબારોનો ઈતિહાસ જેટલો અટપટો અને સમજવામાં ગુંચવણ વાળો રહેલો હતો. એટલો જ સરસ અને ધર્મ, રીતરિવાજ, સંસ્કૃતિને રીતરિવાજને યોગ્ય રીતે, કડક રીતે આજ સુધી જાળવી રાખતો પ્રાપ્ત થયો છે. કાઠીઓએ ક્યારેય પણ પોતાની કુળ પરંપરાને તોડવાનો પ્રયત્ન કર્યો નથી કે ક્યારેય પણ કાઠી દરબારોએ મુસ્લિમ શાસકો સાથે બેટી વ્યવહાર કર્યો નથી તે તેમના ઈતિહાસની પ્રશંસાપાત્ર અને બેનમૂન વિશિષ્ટ બાબત છે. કાઠીઓના રીતરિવાજ, રહેણીકરણી, વિશિષ્ટ ભાષા વગેરે બાબતો અત્યંત નિરાળી તથા અભ્યાસને પાત્ર રહી હોવાથી ભારતના જે સાંસ્કૃતિક બાબતોને જાળવી રાખતા કેટલાક રાજવંશો છે એમાંનો એક અડગ રાજવંશ ગણાય છે.

કાઠી દરબારોનો એક રિવાજ એ હતો કે કાઠીઓના રાજ્યમાં ભાઈએ ભાગ પડતા તેથી તેમના રાજ્યો નાના નાના ટૂકડાઓમાં વહેંચાતા ગયા. જો કાઠીઓમાં ટીલાયત ધારો અમલમાં હોત તો કાઠી દરબારોનું પણ ભાવનગર, જૂનાગઢ,નવાનગર જેવડું મોટું રાજ્ય બની શક્યું હોત પરંતુ કાઠીઓએ બહુ મોડે મોડે આ ટીલાયત ધારો સ્વીકારતા કાઠી રજવાડાઓ ટૂકડાઓમાં વહેંચાતા બંધ થયા હતા. કાઠી રજવાડાઓમાં જસદણ, વડિયા, અમરનગર તથા અન્ય રજવાડાઓમાં કેટલાંક પ્રજાવત્સલ અને સુધારક પ્રકૃતિના રાજવીઓ થયા કે જેમણે દારૂ અને અફીણ ઉપર પ્રતિબંધ મૂક્યો તથા અસ્પૃશ્યતા નિવારણનું પણ પ્રશંસનીય કાર્ય કર્યું હતું.

# આલા ખાચર પહેલા (જસદણ)ની પ્રારંભિક કારકિર્દી અને પ્રજાકલ્યાણના કાર્યો

## પ્રસ્તાવના

જસદણ રાજ્ય એ કાઠીઓનું સૌથી મોટું બીજા વર્ગનું સંસ્થાન હતું રાજ્યની અંદર કુલ ૫૭ ગામોનો સમાવેશ થતો હતો.રાજ્યનો વિસ્તાર ૨૮૩ ચોરસ માઈલનો હતો ,ઇ.સ.૧૯૩૫માં રાજ્યની વાર્ષિક આવક રૂ.૫૦૦૦૦૦ અને જાવક ૪.૫૮૦૦૦ ની હતી.જસદણ રાજ્યની સ્થાપના ખાચર વંશની લખાણી પેટા શાખાના વિકા ખાચરે ઇ.સ.૧૬૬૫માં કરી હતી.આ પહેલા જસદણ જસા ખુમાણ પાસે હતું.આલા ખાચર પહેલા એ જસદણના પાંચમા શાસક હતા.

આલા ખાચર પહેલાનો જન્મ તા.૩૦ એપ્રિલ ૧૮૩૧ના રોજ જસદણમાં રાઈબા ની કૂખેથી થયો હતો. તેઓએ પદ્ધતિસરની કેળવણી લીધી ન હતી, પણ તેમ છતાં તેઓ શિક્ષણના મહત્વને બરાબર સમજ્યા હતા અને તેમણે પોતાના શાસનકાળ દરમ્યાન રોજનીશી લખાવી હતી અને તેમાં પોતે દરેક પાનાં નીચે સહી કરતા હતા. એ રોજનીશીઓ માંથી એ સમયના કાઠિયાવાડની અનેક પ્રકારની ખટપટો અને જે રજવાડામાં ખોટા પુત્રો ઊભા કરવામાં આવતા તેની અને તે સિવાય તે જમાનાની રસિક અને ન લખી શકાય તેવી વાતો જાણવા મળે છે. તેઓ પરમ ગંભીર, શાંતચિત, દૂરદર્શી અને પ્રજાવત્સલ રાજવી હતા. તેઓને ચાર રાણીઓ, છ પુત્રીઓ અને ચાર પુત્રો હતા. આલા ખાચર પહેલા પોતાના સમયના સમસ્ત કાઠી રાજવીઓમાં પ્રતિભાવાન તથા વિલક્ષણ બુદ્ધિપ્રધાન રાજવી હતા.



દરબાર શ્રી આલા ખાચર પ્રથમ

આ પ્રજા વત્સલ રાજવીએ હિંદુસ્તાનના ઘણા સ્થળોનો પ્રવાસ કર્યો હતો, તેમણે શિવાજીની ભવાની તલવાર અને વાઘ નખનું પોતાની રોજનીશીમાં વર્ણન કર્યું છે. તેઓને પોતાના પાટવી પુત્ર ઓઢા ખાચર સાથે બહુ બનતું નહી તેથી ઓઢા ખાચર અવાર-નવાર પિતા વિરુદ્ધ એજન્સીમાં અરજીઓ કરતા હતા. આથી તેમના બીજા પુત્ર જીવા ખાચરને ગાદી મળે તે માટે આલા ખાચરે ઘણા પ્રયત્નો કરાવ્યા હતા, પણ જીવા ખાચર વહેલા અવસાન પામ્યા હતા અને અંગ્રેજ સરકારે તેમની તે માંગણી સ્વીકારી પણ ન હતી.

આલા ખાચર પહેલા સ્વભાવે શાંત અને પહેરવેશમાં સાદા, હિંમતવાન, હથિયારબાજીમાં કુશળ અને અનુભવી રાજનીતિજ્ઞ હતા. તેઓ રાજસિંહાસને બેસતા નહીં પણ જૂના રિવાજ પ્રમાણે જરીવાળા ગાદી તકીયે નીચે ભારતીય બેઠકે જ બેસતા હતા. તેઓ સંવત ૧૯૬૦ના મહાસુદી ૧૧ને શુક્રવારે ૭૩ વર્ષની વયે અવસાન પામ્યા.

આલા ખાચરે ટીલાયત ધારાની માંગણી કરી જસદણ રાજ્યે પછી મોટા પુત્રને જ ગાદી મળે તેવી જોગવાઈ કરાવી હતી. તા.૧૧-૧૦-૧૮૯૭ના રોજ જી.આર.નં.પી.ડી.૬૦૭૬થી તે માંગણી મંજુર કરવામાં આવી હતી. તેઓ તા.૨૫-૧૧-૧૮૫૧ના રોજ ગાદીએ બેઠા હતા. તેઓએ કુલ ૫૨ વર્ષ રાજ્ય ચલાવ્યું હતું. તેમણે પોતાના દીર્ઘકાલીન શાસનકાળ દરમ્યાન રાજ્યમાં નીચે મુજબના મુખ્ય કાર્યો કર્યા હતા.

## પ્રજા કલ્યાણના વિવિધ કાર્યો

### ૧. જાહેર બાંધકામો

આલા ખાચર પહેલાને આધુનિક ઢબના સુશોભિત મકાનો બાંધવાનો ખાસ શોખ હતો. આથી તેમણે જસદણમાં નદી કાંઠે એક મોટી ધર્મશાળા અને ગામમાં મોટો ટાવર બંધાવ્યો હતો. તેઓએ કુલ ચાર નવી સડકો બંધાવી તેમાં જસદણથી વીંછીયા સુધીની અઢાર માઈલની પાકી સડક બંધાવી હતી. હિંગોળગઢ ઉપર એક વધુ સુંદર મકાન અને જેલ બાંધી હતી. એમણે રાજકોટમાં પોતાનો ઉતારો પણ બંધાવ્યો હતો. રાજ્યમાં વીંછીયા ગામે ફરતો કોટ બંધાવી સંવત ૧૯૨૯ માગશર વદ-૫ના રોજ એ કોટના બંને દરવાજાઓને કમાડ ચડાવ્યા તથા આખા ગામમાં બધાને ઘરે ત્યારે સાકર  વહેંચી અને ૧૧ તોપની સલામી આપી હતી. તેમણે જસદણ રાજ્યના દરેક મોટા ગામમાં દરબારી ઉતારાઓ ઉભા કરાવ્યા હતા. વીંછીયામાં તેમણે સરસ મજાની સુશોભિત ઢબની બજાર બનાવી અને રૂ. ૧ લાખના ખર્ચે ત્યાં મોટો દરબારગઢ બંધાવ્યો હતો. હિંગોળગઢમાં ધર્માદા દવાખાનુ ઉભુ કર્યું હતું. ઉમટ તથા મોતીસરી તથા કનેસરાના વીડમાં દેખરેખ રાખી ઝાડો ઉછેરાવ્યા હતા, તેમજ સડકના કાંઠે છાંયા વાળા ઝાડવાઓ રોપાવ્યા હતા.


દરબાર શ્રી ઓઢા ખાચર


દરબાર શ્રી વાજસુર ખાચર


દરબાર શ્રી વાજસુર ખાચર

### ૨. વહીવટીતંત્ર

આલા ખાચર બુદ્ધિશાળી અને કોઠાસૂઝ વાળા રાજવી હતા. તેથી તેમણે પોતાના વહીવટીતંત્રમાં ધરમૂળથી ઘણા ફેરફારો કરાવ્યા હતા અને રાજ્યની અંદર દરેક બાબતનું દફતર રાખવામાં આવતુ હતું. રાજ્ય સંબધી તમામ નાની નાની બાબતોની નોંધ તો તે ખુદ પોતાની રોજનીશીમાં કરાવતા હતા, તેમણે

રેવન્યુ ખાતાની વ્યવસ્થિત ગોઠવણી કરી હતી અને વેપાર વાણિજ્યના વિકાસ માટે કેટલાંક પગલાંઓ લઈ તેને પ્રોત્સાહન આપ્યું હતું.

### ૩. શિક્ષણ

આલા ખાચર પહેલાએ કોઈ પદ્ધતિસરની કેળવણી લીધી ન હતી, તેમ છતાં તેઓ કેળવણીનું મહત્વ બરાબર સમજ્યા હતા અને તેમણે પોતાના ચાર પુત્રોમાંથી બે પુત્રોને રાજકોટની રાજકુમાર કોલેજમાં શિક્ષણ અપાવ્યું હતું અને કુ.શ્રી માણસૂર ખાચરને તો ઈંગ્લેંડ અભ્યાસ કરવા મોકલ્યા હતા. તેઓના સમયમાં જસદણ રાજ્યમાં પ્રથમ વખત નિશાળો ખોલવામાં આવી હતી. તેઓ દર વર્ષે કેળવણી ખાતા પાછળ સારો એવો ખર્ચ કરતા હતા અને તેમણે રાજ્યમાં ચાર નિશાળો ખોલી હતી. (૧) જસદણ (૨) વીંછીયા (૩) હિંગોળગઢ (૪) અન્ય. રાજ્યના બાળકોમાં શિક્ષણનો વધારો થાય તે માટે તેમને પ્રોત્સાહન આપવા માટે તેઓ તેઓ દર વર્ષે દરેક નિશાળોમાં પોતાના કુમાર અને કેળવણી ખાતાના ઉપરીને મોકલતા અને તેઓની રૂબરૂમાં વિદ્યાર્થીઓની પરીક્ષા લેવાતી અને તેમાંથી શ્રેષ્ઠ વિદ્યાર્થીઓને ઇનામો આપવામાં આવતા હતા. બાકીના બીજા વિદ્યાર્થીઓને સાકર વહેંચવામાં આવતી હતી.

### ૪. ન્યાયતંત્ર

જસદણ રાજ્યમાં તેઓએ ન્યાયકોર્ટોની સ્થાપના કરી હતી. આ પહેલા રાજ્યમાં કોઈ નિયમિત ન્યાયાલય ન હતું. તેથી પ્રજાને ખૂબ જ મુશ્કેલી પડતી હતી જે તેમણે દૂર કરી હતી. તેમના રાજ્યમાં ન્યાયની ત્રણ અદાલતો હતી. તેમાં એક અપીલ કોર્ટ અથવા હજૂર કોર્ટ હતી. હજૂર કોર્ટમાં ખુદ આલા ખાચર પહેલા બેસીને ન્યાય આપતા હતા. "તેઓની ધાકથી તેમજ મજબૂત બંદોબસ્તથી કોઈ પણ મુસાફર કે વેપારી જસદણની સરહદ પર લૂંટાયો નથી" તેવું તા.૧૩-૦૨-૧૮૭૨ના રોજ પ્રાંતના એક્ટિંગ ફર્સ્ટ પોલીટીકલ આસીસ્ટને નોધ્યું હતું.તેઓના મામાએ કોઈ કોઈ ખેડૂતનું સાંતી સળગાવી તે દેવતાથી હોકો સળગાવતા તે ગુના બદલ તેમને જસદણમાં ચોક વચ્ચે ફાંસી આપી અદલ ઇન્સાફ આપ્યો હતો. અંગ્રેજ સરકારે તેઓની ન્યાય વ્યવસ્થાને વખાણી હતી અને તા.૧૪-૧૧-૧૮૭૦ના રોજ એક અહેવાલમાં જણાવ્યું હતું કે "નાના તાલુકાઓમાં જસદણ સુધારાઓમાં આગેવાન છે અને પોતાના રાજ્યનું કામ રાજા પોતે કરે છે અને રૈયતના લાભને ધ્યાનમાં રાખે છે. તેથી તાલુકાને ઘણો ફાયદો થયો છે." તેઓને વીંછીયામાં ખોજા અને વાણીયાનો ઝઘડો ઘણા સમયથી ચાલતો હતો તેનો ઉકેલ આણ્યો હતો. વાજસુર ખાચરના રાણીને તેમણે ન્યાય આપી રામપરા ગામ જીવાઈમાં આપ્યું હતું. બરવાળાના નાજભાઈ ખાચરની જમીનનો ઝઘડો, સમઢીયાળાના ચારણોની ઘરખેડની જમીનનો ઝઘડો, કુંદણીના દેશા ખાચર અને કમબાઈ જીવાઈનો ઝઘડો, ઈતરિયાના દેવાયત ખાચર અને વાલેરા ખાચર નામના સગા ભાઈઓનો જમીનના કેસનો તેમણે નિકાલ ઉમદા રીતે કર્યો હતો.



આનંદ વિલાસ પેલેસ -જસદણ



## ૫. ખેતી અને ખેડૂત

તેઓ ખેડૂતોને ખૂબ ચાહતા હતા અને સુખાકારી માટે સતત ચિંતીત રહેતા હતા. ઈ.સ.૧૮૬૯ના દુષ્કાળ સમયે વહીવટદાર જેચંદ વોરાની ભલામણથી જુવાર, બાજરો, તલ, ચણા અને કાગવટી, કમોદ, જવ વગેરેનો કર માફ કર્યો હતો. ઈ.સ.૧૮૭૧માં તેમણે સરક્યુલર બહાર પાડી રાજ્યના વજે ભાગની ચોક્કસ રકમ નક્કી કરી આપી હતી. આ ઉપરાંત દુષ્કાળ વખતે તેમાં રાહત આપતા હતા. ઈ.સ.૧૮૭૦-૭૧માં આટકોટની સીમમાં ટીડ આવતા તરત જ ખેડૂતોને પાક લણવાની રજા આપી હતી. આ પછી ટીડનો વધુ મારો આવતા એ ટીડને ઉડાડવા માટે અમુક અમુક જગ્યાએ ચાલીસ ચાલીસ માણસો મોકલી રાખ્યા હતા. તે એક એક માણસ એક એક ઝાડના ઠુંઠે ઉભો રહી ટીડ ઉડાડતો હતો. તે વર્ષે લોકોને કરવેરામાં રાહત કરી આપી હતી. તેઓ દર વર્ષે પોતાના રાજ્યના ગામડાઓમાં વહીવટદાર અને રાજકુમારોને મોકલીને ખેતરોમાં ઉગેલા પાકની તપાસ કરાવતા હતા. ઈ,સ. ૧૮૯૪માં તેમણે કુ.શ્રી માણસુર ખાચર કુ.શ્રી રામખાચર અને વહીવટદાર ભગવાનજીને અણિયાળી, કાળાસર, મોઢુકા, આસલપર, કંધેવાળીયા, ગોરૈયા અને વીંછીયા મોકલ્યા હતા અને તેમણે તે ગામોના ખેડૂતોને પાક જોઇને જેઓએ સારી ખેતી કરી હતી તેઓએ પ્રથમ, દ્વિતીય અને તૃતિય એમ ત્રણ પ્રકારના ઇનામો પોશાકના રૂપમાં આપવામાં આવ્યા હતા. આખા રાજ્યમાં ક્યા ક્યા ખેડૂતને ક્યા ક્યા વર્ષે કેવા ઇનામો મળ્યા તેની માહિતી પણ રાજ્યમાં સંગ્રહી રાખવામાં આવતી હતી.




રાજમહેલ ની માંડ અને પુસ્તકાલય –જસદણ

રાજ્યમાં ખેતીનો વિકાસ કરવા માટે બહારથી કાબેલ કણબી પટેલોને બોલાવી તેને જમીનો આપી રાજ્યમાં વસાવ્યા હતા. આથી ઘણા કણબી પટેલોની અટક જ ખાચર ઉપરથી ખાચરિયા પડી ગઈ હતી. તેઓએ રાજ્યમાં પિયતની સગવડ વધારવા માટે નાના મોટા છ તળાવો બંધાવ્યા હતા. તેમાંથી અમુક તળાવોમાંથી નહેરો કાઢી હતી. આથી રાજ્યની ખેતીનો વિકાસ થયો હતો.

## ૬. દુષ્કાળ અને રાહતકાર્ય

તેઓના રાજ્યકાળ દરમ્યાન ઈ.સ.૧૮૭૭માં અને ૧૯૦૦માં બે ભયંકર મોટા દુષ્કાળો પડ્યા હતા. આ દુષ્કાળ વખતે તેમણે ઘણા બધા સ્થળોએ રાહત કાર્યો શરૂ કરાવ્યા હતા. એ રાહત કાર્યોમાં વિશિષ્ટ સગવડતાઓ રાખવામાં આવી હતી. જે લોકો તળાવમાં ચોકડી ન ગાળી શકે તેવા અશક્ત માણસો માટે અલગ જગ્યા રાખવામાં આવતી અને તેમને એદીના નામથી ઓળખવામાં આવતા હતા

અને તેઓને પણ પુરતી મજુરી અપાતી હતી. જે છોકરાવાળી સ્ત્રીઓ કામે આવતી હોય તે બધી સ્ત્રીઓના છોકરા રમાડવા પાંચ થી સાત સ્ત્રીઓ રાખવામાં આવતી હતી. મજુરોને અનાજના રૂપમાં અને ક્યારેક રોકડ રકમમાં નિયમિત મજુરી ચુકવવામાં આવતી હતી. આ ઉપરાંત તળાવે મજૂરીએ આવતા માંદાની માવજત માટે ડોક્ટરની પણ વ્યવસ્થા કરવામાં આવી હતી. ઉપરાંત ડોક્ટરની ચિઠ્ઠીથી માફક પડતો ખોરાક રાજ્યના કોઠારમાંથી મફત અપાતો તેમજ ડોક્ટરની ચિઠ્ઠીથી તેને મજુરીથી માફી મળતી હતી. તળાવે કામે આવતા લોકો માટે ઠંડું પાણી અને છાશની વ્યવસ્થા પણ રાજ્ય ગોઠવતું હતું.

ઈ.સ.૧૮૬૪માં દુષ્કાળ વખતે ૫૦૦ કળસી ચોખા, મગ મંગાવી હુતાશણીથી દરરોજ ૧૦૦૦ માણસોને દશ મહિના સુધી ખીચડી આપી હતી. જયારે છપ્પનિયા દુષ્કાળ વખતે ગરીબોને શિયાળામાં ગોદડા અને કપડા પણ પુરા પાડ્યા હતા. બાળકો માટે વિલાયતી દૂધના ડબ્બાઓ મંગાવીને આપ્યા હતા. જેઓના ઘર વેચાય ગયા હતા તેઓને મકાન માટે મદદ કરી હતી.

તેઓએ રેવાણિયા, જનડા, દડલી, હિંગોળગઢ, બાખલવડ, રાજાવડલા અને પાનેલિયા ગામે તળાવો બંધાવ્યા હતા. આ દુષ્કાળ વખતે રાજ્યમાં ૨૨૭ નવા કૂવા, રૂ.૬૩૮૦ના ખર્ચે ગળાવ્યા અને જૂના કૂવા ઉકેરવા માટે રૂ.૭૬૨૨નો ખર્ચ કરી લોકોને પીવાના પાણીની સગવડતા કરી આપી હતી.

બાખલવડના તળાવને આલણ સાગર નામ આપી તેનું ઉદ્દઘાટન પોલિટીકલ એજન્ટ કર્નલ હંટરના હસ્તે તા.૧૧-૧૧-૧૯૦૦ના રોજ કરવામાં આવ્યું હતું. ત્યારે તળાવે કામ કરતા અમુક માણસોને ઇનામો પણ અપાયા હતા.










## સાર્વભૌમ સત્તા સાથેના સંબંધો

આલા ખાચર પહેલાએ અંગ્રેજો સાથે ખૂબ જ સારા સંબંધો જાળવ્યા હતા અને રાજ્યમાં અવાર-નવાર અંગ્રેજ ઓફિસરો મહેમાન થતા હતા. રાજકુમાર કોલેજના પ્રિન્સિપાલ મેકનાટન સાહેબ તો કુ.શ્રીમાણસુર ખાચરને ઈગ્લેંડ ભણવા પણ સાથે લઈ ગયા હતા. આલા ખાચર પહેલા અવાર-નવાર રાજ્યના અને સામાજીક પ્રશ્નો વખતે પણ હંટર જેવા અનેક અધિકારીઓની સલાહ લેતા હતા. તેઓ દર વર્ષે રાજકોટ એજન્સીના લોકોપયોગી જાહેર ખાતાઓને રૂ. ૧૪૩૦ની મદદ કરતા હતા.

બ્રિટીશ સરકાર તરફથી ઈ.સ.૧૮૯૭માં દિલ્હી દરબારમાં **C.S.I.** નો ખિતાબ આપવાનું જાહેર કરવામાં આવ્યું હતું. જયારે તા.૨૫-૧૧-૧૮૯૮ને ગુરુવારના રોજ એ ખિતાબ રાજકોટના કોનોટ હોલમાં મુંબઈના ગવર્નર લોર્ડ સેન્ડહર્સ્ટના હાથે અપાયો હતો. આ પછી છપ્પનિયા દુષ્કાળમાં પ્રજા જીવનને ટકાવી રાખવા તેમણે કરેલા પરિશ્રમથી ખુશ થઈ બ્રિટીશ સરકારે તેમને 'કૈસરે હિંદ' નો ઈલ્કાબ તા.૦૫-૧૧-૧૯૦૦ના રોજ રાજકોટમાં ગવર્નર જનરલે આપ્યો હતો.

## મૂલ્યાંકન

આ રાજવીના ઇતિહાસનો તલસ્પર્શી અભ્યાસ કરતા માલુમ પડે છે કે ભલે તેઓએ પદ્ધતિસરનું શિક્ષણ મેળવ્યું નહોતું તેમ છતાં પોતાની કોઠાસૂઝ અને આવડતને આધારે સ્વતંત્ર બુદ્ધિથી રાજ્યને વિવિધ ક્ષેત્રે વિકસાવવાનો પ્રયત્ન કર્યો હતો,જેઓ એ દુરંદેશી નીતિ વાપરીને પોતાને અને ભવિષ્યના લોકોને ઉપયોગી થાય તે પ્રકારની રોજનીશીઓ લખાવી હતી તે જ તેમની કુશાગ્ર બુદ્ધિ શિક્ષણ અને સંસ્કાર પ્રત્યેનો પ્રેમ બતાવે છે.આ રાજવીએ પોતાના વહીવટીતંત્રમાં ધરમૂળથી કેટલાક ફેરફારો કરાવ્યા,દફતરો સાંચવવાનું શરૂ કરાવ્યું,રેવન્યુ ખાતાની વ્યવસ્થિત ગોઠવણ કરી તથા વેપાર વાણિજયના વિકાસ માટે કેટલાક ઉપયોગી પગલાઓ લીધા હતા. તેઓ પ્રજાવત્સલ ન્યાયી શાસક તરીકે ઉભરી આવ્યા હતા.



આલા ખાચર પહેલા જસદણ ની રોજનીશીનું આ પાનું છે જેમાં તેઓ પોતાની કઈ દાઢ પડી એ ચિત્ર દોરી બતાવ્યું છે. અન્ય બાબતો આ રોજનીશીમાં બહુ જ રસપ્રદ ને સચોટ છે.

# આલા ખાચર બીજા (જસદણ)ની પ્રારંભિક કારકિર્દી અને પ્રજાકલ્યાણના કાર્યો

### પ્રસ્તાવના

જસદણ રાજ્ય એ કાઠીઓનું સૌથી મોટું સંસ્થાન હતું રાજ્યની અંદર કુલ ૫૭ ગામોનો સમાવેશ થતો હતો.રાજ્યનો વિસ્તાર ૨૮૩ ચોરસમાઈલનો હતો,ઇ.સ.૧૯૩૫માં રાજ્યની વાર્ષિક આવક રૂ.૫૦૦૦૦૦ અને જાવક ૪.૫૮૦૦૦ની હતી.જસદણ રાજ્યની સ્થાપના ખાચર વંશની લખાણી પેટા શાખાના વિકા ખાચરે ઇ.સ.૧૬૬૫માં કરી હતી.આ પહેલા જસદણ જસા ખુમાણ પાસે હતું.આલા ખાચર બીજા એ જસદણના અંતિમ અને આઠમા શાસક હતા.

### બાળપણ

આલા ખાચર બીજાનો જન્મ તા. ૦૪-૧૧-૧૯૦૫ના રોજ પિતા વાજસુર ખાચર અને માતા કમરીબાઇની કૂખે થયો હતો. પણ તેમના પિતાના અવસાન સમયે તેઓ માત્ર ૧૪ વર્ષની વયના હોવાથી બ્રિટીશ સરકારે જસદણમાં બ્રિટીશ વહીવટ સ્થાપ્યો હતો. ત્યારબાદ ઓગસ્ટ ૧૯૨૦માં બ્રિટીશ સરકારે મેનેજમેન્ટને બદલે ગંગાસ્વરૂપ કમરીબાઇને રાજ્યના રીઝન્ટ તરીકે નીમ્યા હતા. આથી તા.૦૨-૦૨-૧૯૨૦ના રોજ પ્રજાજનોએ એક ખાસ દરબાર ભરી કમરીબાઇને એક સોનાની નાની તલવાર અને રૂપાના દાબડામાં એક માનપત્ર આપ્યું હતું. કમરીબાઇના મદદનીશ તરીકે ગોંડલના પારસી દીવાન ખાન બહાદુર બેજનજી શેઠના પુત્ર નસરવાનજી ડમરી (બી.એ.એલએલ.બી.) કામ કરતા હતા.

### રાજ્યાભિષેક

રાજમાતા કમરીબાઇને બ્રિટીશ સરકારે તેમણે ચલાવેલા શાસનની ચતુરાઈથી ખુશ થઈને ઈ.સ.૧૯૨૩માં કૈસરે હિંદ નામનો સોનાનો ચંદ્રક મહાબળેશ્વર ખાતે ગવર્નરના હાથે એનાયત કરાયો હતો. તેઓ કાઠી જ્ઞાતિના પ્રથમ રાજ્ય સંરક્ષિકા હોવાનું માન મેળવે છે, તેમણે ચાર વર્ષ રાજ્ય ખૂબ જ કુનેહભરી રીતે પ્રજામાં પ્રિય થઈને ચલાવ્યું હતું. તા.૦૧-૧૨-૧૯૨૪ના રોજ કમરીબાઇએ દ.શ્રી આલા ખાચર બીજાને ગાદી સોંપી હતી. તે દિવસે તેમનો રાજ્યાભિષેક મહોત્સવ ઉજવવામાં આવ્યો હતો. તે પ્રસંગે અસંખ્ય અંગ્રેજ અધિકારીઓ કર્નલ એચ.એચ.સ્ટ્રોગ, રાજકોટના પોલિટીકલ એજન્ટ, રાજકુમાર કોલેજના પ્રિન્સિપાલ તથા યુવરાજ કૃષ્ણકુમારસિંહજી ભાવનગર, મોરબીના મહારાજા લખધીરજી, પાલીતાણાના ઠા.સાહેબ બહાદુરસિંહજી, થાણાદેવળીના દ.શ્રી અમરાવાળા, બીલખાના દ.શ્રી રાવતવાળા ગોંડલના યુવરાજ



દરબાર શ્રી આલા ખાચર બીજા –જસદણ

ભોજરાજજી, ધરમપુરના મહારાજકુમાર, સંતરામપુરના મહારાજકુમાર, માળિયાના યુવરાજ, અને લાઠીના ઠા.સા. પ્રહલાદસિંહજી હાજર રહ્યા હતા. રાજ્યાભિષેકની વિધિ જામનગરના પ્રખ્યાત શાસ્ત્રી હાથીભાઈએ કરાવી હતી. તે દિવસે રાજમાતા કમરીબાઇએ આલા ખાચરને રાજ્યનું સીલ અને તીજોરીની ચાવી અને આ પ્રસંગે યાદગીરી રૂપ દાન ધર્મમાં વાપરવા રૂ.૧૨૦૦૦ રોકડા આપ્યા હતા. (ઈ.સ.૧૯૩૮) સંવત ૧૯૯૪ ચૈત્ર સુદ – ૩ને રવિવારના રોજ કમરીબાઇ હરિદ્વાર ખાતે હાર્ટએટેકથી અવસાન પામ્યા હતા. કમરીબાઇના ગુરૂ મંડળેશ્વર હતા. હરિદ્વારમાં સાધુસંતોએ તેમને કાંધ આપી હતી. કાશી, હરિદ્વાર, જગન્નાથપૂરી, રામેશ્વર, નાસિક ત્રંબક વગેરે જગ્યાએ તેમણે ચોરાસીઓ કરી હતી.

### લગ્ન

આલા ખાચર બીજાએ ૧૯ વર્ષની વયે રાજ્યની સંપૂર્ણપણે સત્તા સંભાળી અને ઈ.સ. ૧૯૪૭ સુધી શાસન તા.૨૫-૦૧-૧૯૪૮ના રોજ ભારત સરકારને સોપ્યું હતું. તેઓને બે રાણીઓ હતા. તેમાં તેના પ્રથમ લગ્ન તા.૩૦-૧૧-૧૯૨૪ના રોજ બાઢડાના જેબલિયા નાગભાઈની પુત્રી કમળાબા સાથે થયા હતા. તે પછી તરત જ તા.૦૧-૧૨-૧૯૨૪ના રોજ તેમનો રાજ્યાભિષેક કરવામાં આવ્યો ત્યારે બંને પ્રસંગો સાથે ઉજવવામાં આવ્યા હતા. તેમના બીજા લગ્ન માતુશ્રી કમરીબાઇ અને કમળાબાની સંમતિથી જુબલ સ્ટેટ (સીમલા) ના માધવીદેવી (રાઠોડ) સાથે તા.૦૬-૦૨-૧૯૨૮ના રોજ લાહોર ખાતે થયા હતા. તે રાણીસાહેબના નામ ઉપરથી તા.૨૬-૦૧-૧૯૩૪ના રોજ પટેલ હંસરાજના હાથથી માધવીપુર ગામનું તોરણ બંધાવી નવું ગામ વસાવ્યું હતું તેમણે જીનીવા ખાતે ભરાયેલી 'લીગ ઓફ નેશન્સ'ની બેઠકમાં હાજરી આપી હતી.


રાણી સાહેબ કમળાબા –જસદણ

### પ્રજા કલ્યાણના કાર્યો

આલા ખાચર બીજા એ જસદણના છેલ્લા શાસક થયા. તેઓએ રાજકોટની રાજકુમાર કોલેજમાં શિક્ષણ મેળવ્યું હતું, તેમણે ત્રણ વખત ઈંગ્લેંડની યાત્રા કરી હતી. એક વાર રાજ્યના કાર્ય માટે બટલર કમિટીના સમયમાં ઈંગ્લેંડ ગયા હતા, બીજીવાર વ્યક્તિગત રૂપથી ઈ.સ.૧૯૩૦માં કૌટુંબિક સંબંધે ગયા હતા. તેઓ ભારતીય નરેન્દ્ર મંડળના પ્રથમવાર સદસ્ય ઈ.સ.૧૯૨૫માં સર્વ સંમતિથી નિયુક્ત થયા હતા અને તેઓ ટર્મ પૂરી થતાં બીજીવાર ઉભા રહ્યા ત્યારે કાઠિયાવાડમાંથી માળિયા અને વડિયા દરબાર ઉભા રહ્યા હતા પણ આલા ખાચર બીજાનું નામ સાંભળીને તે બંને ખસી ગયા હતા.

આલા ખાચર બીજા અત્યંત રૂચી સાથે રાજ્યનું કામ કરતા હતા. ગામડાઓમાં અચાનક જઇને પ્રજાજનોને મળીને તેના કષ્ટો ધ્યાનપૂર્વક સાંભળીને તેણે દૂર કરવાનો પ્રયત્ન કરતા હતા. તેઓને કોઇપણ વ્યક્તિ કોઇપણ સમયે અનુમતી લીધા વિના ગમે ત્યારે મળી શકતી હતી અને જે રજૂઆત કરે તે દુઃખનો નિકાલ કરવાનો તે પ્રયત્ન કરતા હતા. તેઓ નિયમિતપણે દરરોજ રાજદરબારમાં આવતા

અને રોજેરોજનું કામ પૂર્ણ કરતા હતા. તેઓ મળતાવડા સ્વભાવના હતા અને રજૂઆત કરનારને ધ્યાનથી સાંભળી તેનો ઉકેલ કરાવતા હતા. તેઓના શાસનકાળ દરમ્યાન રાજ્યમાં નીચે મુજબના સુધારાઓ થયા હતા.

### ૧. વહીવટીતંત્ર

આલા ખાચર બીજાના સમય પહેલા ઈ.સ.૧૯૨૦-૨૪ સુધી રાજ્યના સંરક્ષિકા તરીકે રાજમાતા કમરીબાઇએ શાસન ચલાવ્યું હતું. ત્યારે કમરીબાઇના મુખ્ય સલાહકાર તરીકે નસરવાનજી શેઠ ડમરી હતા. રાજ્યને વહીવટી સરળતા માટે બે મહાલમાં વહેંચવામાં આવ્યું હતું. (૧) જસદણ મહાલ અને (૨) વિંછીયા મહાલ. જસદણ મહાલમાં ચાર ટપા હતા અને વિંછીયા મહાલમાં ત્રણ ટપા હતા. આમાના મોટા ભાગના ટપામાં બે વહીવટદારો નીમતા તેમાં એક વહીવટદાર તરીકે કાઠીને નીમવામાં આવતો હતો. રાજ્યમાં ફર્સ્ટ ક્લાસ મેજીસ્ટ્રેટ કોર્ટ, ડિસ્ટીકટ એન્ડ સેશન્સ જજ કોર્ટ અને હજુર કોર્ટ હતી.

રાજ્યમાં ઈ.સ.૧૯૩૨માં દશ ગામોમાં ગ્રામ પંચાયત સંસ્થાઓ હતી.તે પછી નીચે મુજબના દશ ગામોમાં ગ્રામ પંચાયતો આપવામાં આવી હતી. (૧) મોટી અણિયાળી (૨) દેવપરા (૩) મદાવા (૪) પારેવાળા (૩) મોઢુકા (૬) બંધાળી (૭) હાથસણી (૮) પીપરડી (૯) રૂપાવટી (૧૦) થોરીયાળી. જસદણ રાજ્ય વહીવટી ક્ષેત્રે સંપૂર્ણ સ્વતંત્ર હતું. રાજ્યમાં દર વર્ષે બજેટ બનાવવામાં આવતું હતું. તેમજ વર્ષના અંતે રાજ્યના ખર્ચનું ઓડીટ પણ કરાવવામાં આવતું હતું. રાજ્યના તમામ કર્મચારીઓને ગામડાની મુલાકાતે જાય ત્યારે ભાડા ભથ્થા આપવામાં આવતા હતા, તેમ છતાં કર્મચારીઓ પ્રજાજનોની મીજબાની સ્વીકારી ચા, પાણી અને જમતા હતા. આથી તા.૦૧-૦૨-૧૯૪૨ના રોજ મુખ્ય કારભારી અમરા ખાચરે હુકમ કર્યો હતો કે હવે જો કોઈ મીજબાની આપશે અને કોઈ કર્મચારી તે લેશે તો તે બંનેને દંડ કરવામાં આવશે.

### ૨. ખેડૂત અને ખેતીને પ્રોત્સાહન

#### મહેસુલ પદ્ધતિ

રાજ્યમાં શરૂઆતમાં મહેસુલ ઉઘરાવવા માટે ભાગબટાઈની પદ્ધતિ હતી. પરંતુ આલા ખાચર બીજાએ ચવહકના ધારા બહાર પાડીને ખેડૂતોને જમીનોના માલિક બનાવ્યા હતા અને વિઘોટીની પ્રથા દાખલ કરી હતી. આ સિવાય એ પણ તેમણે સુધારો કરાવ્યો કે, જો કોઈ ખેડૂત નિવઁશ ગુજરી જાય તો તેની સાત પેઢીના નજીકમાંથી દત્તક પુત્રનો અધિકાર આપ્યો. ખેડૂતોને જમીન વેંચવાનો અને ગીરો મૂકવાનો અધિકાર આપ્યો હતો. ખેડૂતોની વિધવાઓને તેની જમીન પર જીવનપર્યંત અધિકાર આપી કાબિલેદાદ સામાજિક સુધારો કર્યો હતો.

#### રાજ્ય બેંક

જયારે જસદણ રાજ્યને ઈ.સ.૧૯૩૨માં બીજા વર્ગનો અધિકાર મળ્યો ત્યારે રાજ્યના તમામ ખેડૂતોના લાભાર્થે એક બેંક ખોલવાનું નક્કી કરવામાં આવ્યું હતું. તેમાં રાજ્ય તરફથી એકંદરે રૂ.૫૦,૦૦૦ દર સાલ રૂ.૧૦૦૦૦ પ્રમાણે પાંચ વર્ષ સુધી આપવાનું નક્કી થયું હતું. રાજ્યે આ પ્રસંગે ઘાણી વેરો કાયમને માટે કર્યો હતો. જકાત ધારાની કલમ ૯ની પેટા કલમ ૨ ની જકાત માફ કરવામાં આવી હતી અને શિક્ષણની સુવિધા વધારવાનું વચન આપ્યું હતું.

#### ખેડૂત સહકારી મંડળની રચના

રાજ્યમાં ખેડૂત સંરક્ષણ ધારો ઈ.સ.૧૯૨૧થી અમલમાં આવ્યો હતો. તેના દ્વારા ખેડૂતોને વ્યાજખોર ધીરધાર કરનારાઓના પંજામાંથી બચાવવાના હતા. પરંતુ ખેડૂતોની નાણાંકીય સ્થિતિ વધારે સુધારવાના હેતુથી ઈ.સ.૧૯૩૩માં ખેડૂત સહકારી મંડળની રચના કરવામાં આવી હતી. મંડળના નિયમ મુજબ તમામ ખેડૂતો કે જે દરબારી જમીન ધરાવતા હોય તેઓએ સભ્ય બનવાનું જરૂરી હતું અને ભંડોળ પેટે સાંતી દીઠ રૂ.૨૫ ભરવાના રહેતા. રાજ્યના ગામડાઓને તેમની આર્થિક સ્થિતિ અનુસાર કુલ ત્રણ જૂથમાં વહેંચી દેવામાં આવ્યા હતા. તે અનુસાર ઉપરની રકમ (૨૫) ૪, ૬ અને ૯ હપ્તામાં ઉઘરાવવા માં આવતી હતી. નિયમ મુજબ રાજ્યનો ફાળો ખેડૂતો પાસેથી જેટલી રકમ એકત્રિત થાય તેટલો જ ફાળો રાજ્ય ઉમેરતુ હતું અને રાજ્ય દ્વારા એ તમામ ફાળો જમા કરાવતો હતો. મંડળ દ્વારા ખેડૂતોને સાધારણ રીતે સાંતી દીઠ રૂ.૭૫નું ધિરાણ આપવામાં આવતું હતું અને તેના ઉપર સભ્યો પાસેથી ૬ ટકાના સાદા વ્યાજના દરે અને સભ્યો ન હોય તેવા ખેડૂતો પાસેથી ૯ ટકાના દરે વ્યાજ લેવામાં આવતું. મંડળ આ ઉપરાંત રાજ્યના કર્મચારીઓને સ્થાવર મિલકત સામે લોન આપતું હતું. મંડળ આ ઉપરાંત જાહેર જનતા પાસેથી બચત ભંડોળ અને ફિક્સ ડીપોઝીટ નિર્ધારીત રકમ સ્વીકારતું હતું. મંડળને જે ચોખ્ખો નફો થાય તેમાંથી ૫૦ ટકા સુધીનું બોનસ સભ્યોને વહેંચવામાં આવતું હતું અને બેલેન્સને રીઝર્વ ફંડ તરીકે રાખવામાં આવતુ હતું. ઈ.સ.૧૯૩૮-૩૯ દરમ્યાન ૪.૫ ટકાના દરે બોનસ અપાયું હતું. ખેડૂત સંરક્ષણ ધારામાં યોગ્ય સુધારા વધારા કરી તા.૦૧-૧૧-૧૯૪૨થી તેનો નવેસરથી અમલ કરવામાં આવ્યો હતો.

### ૩. વેપાર વાણિજયને ઉત્તેજન

ઈ.સ.૧૯૪૦માં વરસાદ ઓછો થતાં ઘીની નિકાસ ઉપર પ્રતિબંધ મૂકવામાં આવ્યો હતો અને તેમ છતાં નિકાસ કરવામાં આવે તો સેકન્ડે પાંચ ટકા દાણ વસૂલ કરાતુ હતું. ઈ.સ.૧૯૪૫માં ડાયાલાલ મોનજી તથા નારણદાસ હંસરાજે મગફળીમાંથી તેલ કાઢવાનું કારખાનું નાખ્યું હતું. રાજ્યમાં રેશનીંગ પ્રથા હતી તેમાં ઘાસ તેલ, ખાંડ, ચોખા આપવામાં આવતા હતા. તા.૦૧-૦૧-૧૯૪૪માં કુપન દીઠ એક લીટર કેરોસીન અપાતું હતું. રાજ્યમાં ખેડૂત સહકારી મંડળ સ્થાપવામાં આવ્યું હતું અને જયારે ઘેલા સોમનાથના પૂજારી વધારે બહાર ગામ રહેતા હોવાથી ઘેલા સોમનાથ જગ્યાનો વહીવટ ખેડૂત સહકારી મંડળીને તા.૦૯-૧૨-૧૯૪૨ના રોજ સોંપી દેવામાં આવ્યો હતો.

વિંછીયામાં એક જીનીંગ ફેક્ટરી હતી. તા.૧૦-૦૪-૧૯૩૮ના રોજ આલા ખાચર બીજાના હસ્તે અબ્દુલ હબીબ રઝાક એન્ડ કંપની (ધોરાજી)એ જસદણમાં દીવાસળીનું કારખાનું નાંખ્યુ તેનું ઉદઘાટન કર્યું હતું. તે કારખાનાને સાડા નવ મહિના રાજ્યના પાવર હાઉસમાંથી વીજળી આપી રાજ્યના ઔદ્યોગિક વિકાસને પ્રોત્સાહન આપ્યું હતું. જસદણ રાજ્ય દ્વારા પોતાના સ્ટાફને લોન પણ આપવામાં આવતી હતી. જે લોન વગર વ્યાજે હપ્તે હપ્તે પાછી ભરવાની સગવડતા પણ અપાતી હતી.

### ૪. સામાજિક સુધારા

આલા ખાચર બીજાએ ઈ.સ.૧૯૨૫માં અફીણના વપરાશ ઉપર પ્રતિબંધ મૂક્યો હતો. ઈ.સ. ૧૯૩૦માં અફીણ ધારો પસાર કર્યો હતો. રાજ્યમાં બીડી, તમાકુ વેચવાનું લાયસન્સ લેવું પડતુ હતું. તેમણે પોતાના નોકરિયાતોને સામાજિક સલામતી પુરી પાડી હતી અને જેમને ૨૦ વર્ષની નોકરી થઈ હોય તેમને અડધા પગારનું પેન્શન આપવામાં આવતું. આ સિવાય ચાલુ નોકરીએ જે અવસાન પામે

તેને તાત્કાલિક યોગ્ય મદદ કરવામાં આવતી અને તેમના બાળકો અને વિધવાને પેન્શન આપવામાં આવતું હતું. જે પરવશી એલાઉન્સ તરીકે ઓળખાતું હતું. ઈ.સ.૧૯૨૬-૨૭માં રાજ્યે પેન્શનના પરવશીના રૂ.૬૮૮૨ ચૂકવ્યા હતા.

તેઓએ કાઠી જ્ઞાતિમાં રિવાજોની સુધારણા માટે અને કાઠી જ્ઞાતિને બળવતર બનાવી શૈક્ષણિક રીતે આગળ લાવવા જસદણમાં પોતાના ખર્ચે ઈ.સ.૧૯૨૯માં સમગ્ર સૌરાષ્ટ્રના કાઠીઓનું આધુનિક કાળનું બીજુ કાઠી સંમેલન બોલાવી સમય અનુરૂપ ધારા ધોરણો ઘડી તેણે પુસ્તક રૂપે પ્રગટ કરાવ્યા હતા. જસદણ રાજ્યમાં લગ્ન ધારો પણ હતો. તથા બાળલગ્ન અટકાવવાનો ધારો હતો. તે ધારો તા.૦૧-૧૧-૧૯૩૦ અમલમાં આવ્યો હતો. તેમાં લગ્નની ઉંમર પુરૂષની ૧૮ વર્ષ અને સ્ત્રીની ૧૪ વર્ષ રાખવામાં આવી હતી. કડવા પટેલમાં રાજ્યે ઠરાવેલી મુદત પહેલાં લગ્ન કરવાની છૂટ હતી, પરંતુ લગ્નના બદલે પહેલું આણું વાળવાની ક્રિયાની બાબતમાં આ કલમમાં ઠરાવેલ ઉંમર મર્યાદા લાગુ પાડવામાં આવતી અને જો કોઈ મુદત પહેલા આણું વળાવે તો તેનો આ કલમ મુજબ દંડ કરવામાં આવતો. જયારે રાજ્યના કોઈ પુરૂષને ૪૫ વર્ષની ઉંમર સુધી જ લગ્નની છૂટ હતી. પછીથી લગ્ન કરવા ઈચ્છે તો જયારે જે ઉંમરના હોય તેનાથી અડધી ઉંમરની સ્ત્રી સાથે લગ્ન કરી શકતા હતા. છતાં આ ઉંમર સિવાય લગ્ન કરે તેવા પ્રસંગો ઉભા થાય તો રાજ્યની મંજુરી લેવી પડતી હતી. બાકી જે આ કલમનો ભંગ કરે તેને રૂ.૫૦૦નો દંડ અથવા ત્રણ મહિનાની સાદી જેલની સજા કરવામાં આવતી હતી.

### ૫. વૈદકીય સારવાર

જસદણમાં દરબાર શ્રી ઓઢા ખાચર હોસ્પિટલ હતી. આ ઉપરાંત વીંછીયામાં પણ એક દવાખાનું હતું. રાજ્યમાં ઈ.સ.૧૯૨૯થી વૈદકીય ધંધો કરવા માટે પરીક્ષા લઈ લાયસન્સ આપવાનું ધોરણ દાખલ કર્યું હતું. સર્પદંશના કેસની મફત સારવાર અપાતી હતી. જયારે આકસ્મિક કિસ્સાઓમાં ડોક્ટર અને નર્સને ગામડાઓમાં જવા માટે મફત વાહન આપવામાં આવતું હતું. હોસ્પિટલમાં સારવાર લેનાર તમામ વસતિને કે બહારનાને મેડીકલ સારવાર મફત આપવામાં આવતી હતી. ઈ.સ.૧૯૨૯-૩૦ દરમ્યાન જસદણની હોસ્પિટલમાં એક મેજર અને ૧૫ માઇનર ઓપરેશન કરવામાં આવ્યા હતા. જયારે વિંછીયા ડીસ્પેન્સરીમાં દશ મેજર ઓપરેશન થયા હતા. દર મહિનાના અમુક દિવસોએ ગામડામાં ડોકટરો વિઝીટે જતાં હતા. જસદણમાં ઈ.સ.૧૯૨૬-૨૭માં રેડ ક્રોસ સેન્ટર રાજ્યના મેડીકલ ઓફિસરના માર્ગદર્શન હેઠળ ચાલુ થયું હતું, જેને રાજ્યે રૂ.૫૦૦ નું અનુદાન આપ્યું હતું.

### ૬. શિક્ષણની સુવિધા

ઈ.સ.૧૯૨૩-૨૪માં જસદણ રાજ્યમાં કુલ ૨૭ નિશાળો હતી. જેમાં ત્રણ ખાનગી નિશાળો, પાંચ મદ્રેસા અને જૈન પાઠશાળા હતી. જયારે રાજ્યના ખર્ચે કુલ ૧૮ સ્કૂલો ચાલતી હતી. ઈ.સ.૧૯૨૩-૨૪માં દેવધરીમાં બોયઝ સ્કૂલ અને મોટી અણિયાળી (આજનું કમળાપુર) માં કન્યાશાળા ખોલવામાં આવી હતી. આ શાળાઓમાં કુલ ૧૪૯૭ વિદ્યાર્થીઓ ભણતા હતા, જેમાં ૧૧૧૭ છોકરા અને ૩૮૦ છોકરીઓ હતી. મોઢુકા, ભદ્રાવડી અને કંધેવાળિયામાં પ્રાથમિક ગુજરાતી ખાનગી સ્કૂલ હતી. કાળાસર અને વિંછીયામાં એક મુસ્લિમ મદ્રેસો હતો. જયારે જસદણમાં બે અને મોટી અણિયાળીમાં ખોજા બાળકો માટે એક મદ્રેસો હતો. જયારે વીંછીયામાં એક જૈન પાઠશાળા હતી. આ બધી ખાનગી નિશાળોમાં કુલ ૩૦૭ વિદ્યાર્થીઓ ભણતા હતા. જેમાં ૨૦૨ છોકરા અને ૧૦૫ છોકરીઓ હતી. રાજ્યમાં ઈ.સ.૧૯૨૩-૨૪માં વીંછીયા

જસદણમાં અંગ્રેજી માધ્યમની સ્કૂલો હતી. બોયઝ સ્કાઉટનું ધોરણ જસદણ વિંછીયા અને મોટી અણિયાળીમાં દાખલ કરવામાં આવ્યું હતું.

જસદણ રાજ્યના કેળવણી ખાતામાં એક ડેપ્યુટી કામદાર જે બોમ્બે યુનિવર્સિટીનો સ્નાતક હતો અને આસિસ્ટન્ટ એજ્યુકેશનલ ઓફિસર પણ રહેતો હતો. ઈ.સ.૧૯૨૬-૨૭માં શિક્ષણ ખાતા માટે ૨.૧૪૬૬૭નો ખર્ચ થયો હતો. રાજ્યના મેડીકલ ઓફિસર દ્વારા રાજ્યની તમામ નિશાળોના બાળકોનું મેડીકલ ચેક-અપ થતું હતું. આલા ખાચરના બહેનશ્રી બાઈસાહેબબાના લગ્ન તા.૦૧-૦૫-૧૯૩૯ના રોજ થયા હતા ત્યારે રાજ્યની તમામ ઓફિસો અને નિશાળો બંધ રાખી નિશાળમાં રસોડા શરૂ કરવામાં આવ્યા હતા.

આલા ખાચર બીજા ઈ.સ.૧૯૨૪ના રાજગાદીએ બેઠા ત્યારે તેમણે ગુંદાળા, કંધેવાળિયા તથા કોટડામાં ગુજરાતી નિશાળ ખોલવાની જાહેરાત કરી હતી. જયારે વિંછીયામાં ઈ.સ.૧૯૩૨માં અંગ્રેજીના ૩ ધોરણની સગવડતા હતી તેણે વધારીને ધોરણ ૪ ખોલવામાં આવ્યું હતું. આલા ખાચર બીજાએ ધર્મેન્દ્રસિંહ કોલેજના હોસ્ટેલનો એક બ્લોક બાંધવા રૂ.૫૦૦૦નો ફાળો આપ્યો હતો.

જસદણ રાજ્યના કેળવણી ખાતાના કર્મચારીઓને ગ્રેડ સ્કેલ પ્રમાણે પગાર અપાતો હતો. તેમજ તેમને પ્રોવિડંડ ફંડનો પણ લાભ આપવામાં આવતો હતો. ઈ.સ.૧૯૨૬-૨૭માં રાજ્ય તરફથી ઉચ્ચ શિક્ષણ માટે રૂ.૨૧૦૦ની સ્કોલરશીપો જુદા જુદા વ્યક્તિઓને અપાઈ હતી. તેઓએ કાઠી વિદ્યાર્થીઓ માટે સ્કોલરશીપની યોજના કરી હતી, પણ તે મુજબ બહુ ઓછા કાઠી વિદ્યાર્થીઓ તેનો લાભ લેતા હતા.

આલા ખાચર પહેલાના રાજ્ય કાળ દરમ્યાન તા.૦૪-૦૨-૧૮૭૯ના રોજ જસદણમાં પોસ્ટ ઓફિસ ખોલવામાં આવી હતી. પછી ઈ.સ.૧૯૨૯માં જસદણમાં તાર ઓફિસ ખોલવામાં આવી હતી.

### ૭. સાંસ્કૃતિક પ્રદાન

જયારે જસદણ રાજ્યને બીજા વર્ગનો અધિકાર મળ્યો ત્યારે તેમણે તા.૦૨-૧૦-૧૯૩૨ના રોજ મુંબઈમાં હિરાબાગમાં હિંદી સાહિત્યકારોની એક મોટી સભા કરી હતી. આલા ખાચર બીજાને હિંદી ભાષા પ્રત્યે ખૂબ જ પ્રેમ હતો. કદાચ આથી જ તેમણે સ્વામીશ્રી શ્રીવાસ્તવ પાસે "સૂર્યવંશી કઠાર્ય ક્ષત્રિયો કા પુરાતન ઈતિહાસ" નામના ચાર ભાગ હિન્દીમાં સમગ્ર ભારત, નેપાળ અને કચ્છમાં શોધખોળ કરાવીને રચાવ્યા હતા.

તા. ૧૫-૦૮-૧૯૪૮ને શુક્રવારના રોજ ભારતને આઝાદી મળતા જસદણ રાજ્યના દરેક ગામે આ રીતે સ્વાતંત્ર્ય દિનની ઉજવણી કરવામાં આવી હતી. જસદણ શહેરમાં ૬.૦૦ વાગ્યે અગિયાર તોપના અવાજ કરવામાં આવ્યા હતા. રાજ્યના દરેક ગામે દરબારી મકાનો ઉપર ધ્વજ ફરકાવવામાં આવ્યો હતો. દરેક ગામે સવારે ૯.૦૦ વાગ્યે જાહેર સભા ભરી તેમાં સરપંચના પ્રમુખપદ હેઠળ જસદણ રાજ્યનો સંદેશો સંભળાવવામાં આવ્યો હતો. જાહેર સભાની શરૂઆતમાં નવા રાષ્ટ્રધ્વજને વંદન કરવામાં આવ્યું હતું. પ્રજાના દરેક માણસે પોતપોતાના ધર્મસ્થાનમાં જઇને પ્રાર્થના કરવાની હતી. ગાયોને ૫૦૦૦ પાઉન્ડ ઘાસ જસદણ શહેરમાં નાખવામાં આવ્યું હતું. આ દિવસની ઉજવણી કરવા રાજ્યે લોકોને તેના મકાનો, દુકાનો શણગારવા અને રોશની કરવા જણાવ્યું હતું. આ નિમિત્તે શાળા કચેરીમાં જાહેર રજા રાખવામાં આવી હતી.

### ૮. અન્ય કાર્યો

આલા ખાચર બીજાએ કન્યાચોરી, પખાલ વેરો, પીંજણ વેરો, ચાકડા વેરો, ઘાણી વેરો, હાથીક્યારો વગરે નામના વેરાઓ કાઢી નાખ્યા હતા. રાજ્યની દરેક વસતિને ભેદભાવ વિના ઘરભેણી જમીન પર માલિકી હક્ક અને વેચાણ હક્ક આપ્યા હતા. ઈ.સ.૧૯૨૯માં વીજળી ખાતું શરૂ કરી જસદણમાં વીજળી આપી હતી. કસબા વેરો, ખેડૂતોનો માલ વેરો બંધ કર્યો હતો. તા.30-0૯-૧૯33ના રોજ ગાયકવાડ તાબેના મહાલ ઈશ્વરીયાના રહીશ મુખ્ય ખેડૂતોને એમદપર વસાવવાની માંગણી કરી હતી, તેથી તે વસાવવાનો પ્રયત્ન કર્યો હતો.

ઈ.સ.૧૮૩૮-૩૯માં જસદણમાં બે બગીચાઓ બનાવ્યા. (૧) નવો બગીચો (૨) કુ.શ્રી જીવા ખાચર મેમોરીયલ ગાર્ડન. આ સિવાય હિંગોળગઢ, જીવાપર અને વીંછીયામાં પણ બગીચાઓની સુવિધા પ્રજાને આપી હતી. રાજ્ય દ્વારા જસદણ, વિંછીયા અને હિંગોળગઢમાં સદાવ્રત ચાલતું હતું, જેમાં બાવા સાધુ, લુલા લંગડા ભોજન મેળવતા હતા. આ સદાવ્રતો પાછળ ઈ.સ.૧૯૨૬-૨૭માં કુલ રૂ.૨૬૨૮નો ખર્ચ કરવામાં આવ્યો હતો. આ ઉપરાંત રાજ્યના ગરીબ વર્ગના લોકોને રોકડ નાણાં, કપડાં વગેરેની મદદ કરવામાં આવતી હતી. આ ગરીબ લોકોનો ઈ.સ.૧૯૨૬-૨૭માં રૂ.૫૨૧૦નો ખર્ચ થયો હતો. જસદણ રાજ્યમાં સંપૂર્ણપણે દારૂ તેમજ અફીણની બંધી હતી અને કાયદાનું કડક પાલન કરવામાં આવતું હતું.

ઈ.સ.૧૯૨૭-૨૮માં પ્રજાકલ્યાણ પાછળ આશરે રૂ. ૯0000નો ખર્ચ કરવામાં આવ્યો હતો. જેમાં રૂ.૧૭૩૬0ના ખર્ચે જસદણમાં નવી કન્યાશાળા બનાવવામાં આવી હતી. રૂ.૩૫૮૯ના ખર્ચે એક વધારાની ઘોડાસર બનાવવામાં આવી હતી. રાજ્યના રોડ અને સ્ટેટના બિલ્ડીંગ રૂ.૨૬૮૯૯ના ખર્ચે રીપેર કરવામાં આવ્યા હતા. આ જ વર્ષમાં આલા ખાચરે જસદણમાં ઈલેક્ટ્રીક પાવર હાઉસ ઉભુ કરવાનું નક્કી કરી રૂ.3૪00ના ખર્ચે એન્જીન લીધુ હતું. આ પાવર હાઉસથી જસદણ પેલેસ, બજારો, નાના ઉદ્યોગો અને વોટર વર્કસ વગેરેને વીજળી પુરી પાડવામાં આવતી હતી. જસદણમાં દ.શ્રી આલા ખાચર પબ્લીક લાયબ્રેરી સ્થાનિક મિત્ર મંડળ નામની સંસ્થા ચલાવતી હતી. જસદણ રાજ્ય દ્વારા ખેડૂતોને સિંચાઈ માટે પાણી આપવા માટે ચાર તળાવો હતા. જેમાં આલણસાગરમાંથી કેનાલ કાઢવામાં આવી હતી. આ ઉપરાંત રાજાવડલા, પાનેલિયા અને રેવાણિયાના તળાવોમાંથી ખેડૂતોને સિંચાઈ માટે પાણી પુરું પાડવામાં આવતું. આથી ખેડૂતોને સારો એવો આર્થિક ફાયદો થયો હતો. ખેડૂતોને રાજ્ય તરફથી આર્થિક સહાય આપવામાં આવતી હતી.

### ૯. ન્યાયતંત્ર

જસદણ રાજ્યને ઈ.સ.૧૯૨૪-૨૫માં સિવિલ દાવાઓ રૂ.૨૦,000 સુધીના સાંભળવાની સત્તા હતી અને ફોજદારી કેસમાં સાત વર્ષની સજા અને રૂ.૧૦,000 સુધીનો દંડ કરવાની સત્તા હતી. જયારે ભારતીય ફોજદારી ધારાની કલમ-૩0૨, 303, 30૪, 30૭ અને ૩૯૬ના ગુનાને ગવર્નર જનરલને મોકલવાના હતા. રાજ્યને મળેલી ઉપરની સત્તામાં કરેલા નિર્ણયની સામે એજન્સીમાં અપીલ કે રીવીજન કરી શકાતી નહીં. ઈ.સ.૧૯૩૨ પછી જસદણ રાજ્યને બીજા વર્ગનો અધિકાર મળતા તેમને પોતાની પ્રજા પર ફોજદારી કેસોના નિર્ણયનો પૂર્ણ અધિકાર મળ્યો હતો. પરંતુ રાજ્ય પોતાની પ્રજાની સિવાય બીજી પ્રજા પર કરવામાં આવેલા આરોપો પર જેમાં મૃત્યુ દંડની સજા દઈ શકાતી, તેમાં એજન્ટ ટુ ધી ગવર્નર જનરલની મંજુરી લેવી પડતી હતી. જયારે દિવાની કેસોમાં પૂર્ણ અધિકાર પ્રાપ્ત થયો હતો. પછી રાજ્યને નવ તોપોની સલામી અને નરેન્દ્રમંડળના સભ્ય બનવાનો અધિકાર મળ્યો હતો. જસદણ

રાજ્યને આઠ આનાની આલાખાચર બીજાના ફોટોગ્રાફ વાળી કોર્ટ સ્ટેમ્પ અને ચાર આનાવાળી રાજ્યના રાજ્ય ચિન્હવાળી કોર્ટ ફીની ટીકીટ હતી. જયારે એક આનાની જસદણ રાજ્યના ચિન્હ વાળી રેવન્યુ ટીકીટ હતી, દરબારી ટપાલની પણ વ્યવસ્થા શરૂ કરી હતી અને લીલા કલરની સૂર્યની આકૃતિવાળી એક આનાની ટપાલ ટીકીટ બહાર પાડી હતી. જસદણ રાજ્યમાં એક સુપ્રિન્ટેન્ડેન્ટ, બે ફોજદાર, બે જમાદાર, ચાર રાયોટીંગ કોન્સ્ટેબલ , ૯૬ કોન્સ્ટેબલ અને ૨૨ માઉન્ટેડ પોલીસ હતા. આ સિવાય પાંચ આરબ, ૧૪ પોલીસ પટેલ અને ૧૭ વિલેજ પોલીસ હતા. ઈ.સ.૧૯૩૭-૩૯માં પોલીસ પાછળ રાજ્ય દ્વારા રૂ.૩૪૦૦૦ નો ખર્ચ થતો હતો. ઈ.સ.૧૯૩૮-૩૯માં ૧૨૩ માથાદીઠ એક પોલીસ હતો.

### ૧૦. પ્રકીર્ણ

રાજ્યના દરેક કર્મચારીને દરેક વર્ષે બે જોડી ઈ.સ.૧૯૪૨થી કપડા આપવાનું ઠરાવવામાં આવ્યું હતું. ઈ.સ.૧૯૨૩-૨૪માં રાજ્યમાં એક પેડોક હતું અને તેમાં ઘોડાઓની સારસંભાળ રાખવામાં આવતી અને તેમને નિયમિત ફેરવવામાં આવતા હતા. પેડોકમાં ઘોડાઓને ટ્રેનીંગ આપવા માટે જસવંતસિંહને પૂના ખાતે ટ્રેનીંગ લેવા મોકલ્યો હતો. યુવરાજશ્રી શિવરાજ કુમારના પ્રથમ જન્મ દિવસે રૂ.૪૫૦૦ આપી બિલેશ્વર મહાદેવનો જીર્ણોદ્ધાર કરાવ્યો હતો. તેઓએ બાખલવડમાં આંબાવાડિયુ વિકસાવવાના સારા એવા પ્રયત્નો કરાવ્યા હતા. તેથી ઈ.સ.૧૯૩૮-૩૯માં લગભગ ૧૨૬૫ આંબાઓ બાખલવડમાં થઈ ગયા.

ભારત આઝાદ થયું ત્યારે તેમણે ભારત સંઘ સાથે જોડાવાના કરાર કર્યા હતા અને પછીથી ઈ.સ.૧૯૪૮માં સૌરાષ્ટ્ર રાજ્યની રચના થતાં જસદણ રાજ્ય તેમાં જોડાય ગયુ હતું. જસદણ રાજ્યને રૂ.૧,૫૦,૦૦૦નું સાલિયાણું મળતું હતું.

### મૂલ્યાંકન

આલા ખાચર બીજાએ પોતાના પુરોગામી શાસકોની નીતિરીતિ અને પ્રજાવત્સલતાના ધારાધોરણોને અકબંધ રાખીને ૨૮ વર્ષ શાસન કર્યું. તેઓ અંગ્રેજી કેળવણી લીધેલા તથા પરદેશની મુસાફરી કરેલા બુદ્ધિશાળી સંસ્કારપ્રેમી રાજવી હોવાથી રાજ્યના વિકાસ અને સુધારાઓ માટે હરપળે વિચાર કરીને રાજ્ય સંભાળતા હતા. રાજ્યનો બહુ મોટો વર્ગ ખેડૂતોનો હોવાથી તેઓએ ખેતીને ક્ષેત્રે કેટલાંક સુધારાઓ કરી રાજ્યમાં બેંક પણ ખોલી હતી. તેમજ કેટલાંક સામાજિક સુધારાઓ કરી સામાજિક દૂષણોને ડામવાનો પ્રયત્ન કર્યો હતો. જસદણ રાજ્યની નીતિરીતિ અને વ્યવસ્થાને હિસાબે અન્ય રજવાડાના પણ કેટલાંક વેપારીઓ અને લોકો જસદણ રાજ્યમાં આવીને વસવા અને અને ઉદ્યોગો સ્થાપવા માંગતા હતા તેજ તેમની પ્રજાવત્સલતાનું ઉદાહરણ પૂરૂં પાડે છે.



ચાંદીના કલાત્મક શણગાર સાજ સામાન વાળો અશ્વ – જસદણ

## દ.શ્રી અમરાવાળા (થાણાદેવળી)ની પ્રારંભિક કારકિર્દી અને પ્રજાકલ્યાણના કાર્યો

### પ્રસ્તાવના

થાણાદેવળી એ મુસ્લિમ કાળમાં વસેલું ગામ હતું, એ જગ્યાએ મોગલ બાદશાહોનું થાણું રહેતું હોવાથી તે જગ્યાએ પછી જે ગામ વસ્યું  તે ગામનું નામ જ થાણાદેવળી પાડવામાં આવ્યું હતું. થાણદેવળી રાજ્ય શરૂઆતમાં સ્વતંત્ર રાજ્ય નહોતું પરંતુ તેમાં જેતપુર, ચિત્તલ અને મેંદરડાનો ભાગ હતો. એ પછી થાણાદેવળીના શાસક લક્ષ્મણવાળાએ ઈ.સ.૧૮૮૦થી અન્ય શાસકોને પોતાનો ભાગ આપી દઈને અહીં પોતાનું સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું હતું. લક્ષ્મણવાળાએ જેતપુરથી ગાદી બદલીને થાણાદેવળીને જ પાટનગર બનાવ્યું હતું.

### લગ્ન

અમરાવાળાને પાંચ રાણીઓ હતા. (૧) રાણબાઈ બસિયા-ગડથ, ઈ.સ.૧૯૧૪ (૨) સૂરબાઈ ધાધલ-મોઢુકા, ઈ.સ.૧૯૧૭ (૩) સોમબાઈ બસિયા-તોરી, ઈ.સ.૧૯૨૨ (૪) આઈબા-લુણકી (૫) લાડુબાઈ બસિયા-સુલતાનપુર.

### રાજ્યાભિષેક

લક્ષ્મણવાળા પછી તેમના દત્તક પુત્ર અમરાવાળા થાણા દેવળી રાજ્યના શાસક બન્યા હતા. અમરાવાળાના સમયમાં થાણાદેવળી રાજ્યમાં કુલ ૨૯ ગામો હતા. પણ આ બધા ગામો છૂટક છૂટક વેરાયેલા હતા અને વચ્ચે બીજા રાજ્યના ગામો આવેલા હતા. આથી થાણાદેવળી રાજ્ય ૧૭ જેટલા જુમખાઓમાં વહેંચાયેલું હતું. અમરાવાળાનો જન્મ લુણી ગામે તા.૨૮-૧૧-૧૮૯૫ના રોજ થયો હતો. અમરાવાળા એ રાજકોટની રાજકુમાર કોલેજમાં છ વર્ષ શિક્ષણ મેળવ્યું હતુ અને કોલેજના પ્રિન્સિપાલ મેઈનનો તેમના ઉપર વિશિષ્ટ પ્રેમ હતો અને તેમણે તા.૧૦-૧૧-૧૯૦૭ અને તા.૧૧-૧૨-૧૯૦૭ના રોજ એમ બે પત્રો તેમના પિતાશ્રી લક્ષ્મણવાળાને લખ્યા હતા. તેમાં લખ્યું હતુ કે “કુમાર ખૂબ જ સારી ચાલચલગતના છે અને થાણાદેવળી રાજકર્તાને જશ આપનાર તથા યશસ્વી નીવડશે.” તેઓ ઉત્તમ ચિત્રકાર, કસરતબાજ, ઉત્તમ ઘોડેસવાર અને મહેનતુ વિદ્યાર્થી હતા. તેઓએ રાજકુમાર કોલેજમાં છ ધોરણ સુધી અભ્યાસ કર્યો. તા.૨૧-૦૪-૧૯૧૨ના રોજ ઘરે આવ્યા હતા. અમરાવાળાને તા.૨૩-૧૧-૧૯૨૨ના રોજ થાણાદેવળીની ગાદીએ બેસાડવામાં આવ્યા હતા. આ પહેલા તેઓ પોતાના મૂળ તાલુકા લુણી ગામની ગાદીએ તા.૧૭-૦૫-૧૯૧૫ના રોજ બેઠા હતા. તેઓના સમયમાં વહીવટી સરળતા માટે થાણાદેવળી રાજ્યને ચાર મહાલમાં વહેંચી દેવામાં આવ્યું હતું. (૧) લુણી મહાલ (૨) મોટા કોટડા મહાલ



દરબાર શ્રી અમરાવાળા-અમરનગર

(૩) અમરનગર મહાલ (૪) ગિર મહાલ. પોતે ગાદીએ બેઠા પછી ઈ.સ.૧૯૨૩માં તેમનો મૂળ લુણી તાલુકો પણ થાણાદેવળી રાજ્યમાં ભેળવી દેવામાં આવ્યા હતા.

### પ્રજાકલ્યાણના કાર્યો

#### ૧. વહીવટીતંત્રમાં સુધારા

અમરાવાળા પ્રજાવત્સલ અને આધુનિક દ્રષ્ટિવાળા સુધારક રાજવી હતા. તેઓએ પિતાએ આપેલ રાજ્યને વિકસાવવાનો પ્રયત્ન કર્યો હતો. આ માટે સૌ પ્રથમ ગાદીએ બેસતાની સાથે જ વહીવટીતંત્રમાં કેટલાંક સુધારા કરવાનું નક્કી કર્યું હતું. જયારે તેમનો તા.૨૮-૧૧-૧૯૩૩ના રોજ જન્મોત્સવ ઉજવાયો ત્યારે તેમને રાજ્ય સંભાળ્યાને ૧૨ વર્ષ થયા હતા. આ જન્મોત્સવ પ્રસંગે તેમણે પ્રજાજનોને કેટલાંક સુધારાઓ આપ્યા હતા. (૧) પ્રજાજનો સુખ શાંતિથી પોતાની માલિકીના ઘરમાં રહી શકે તે હેતુથી તેમણે પ્રજાને પોતાના હસ્તકના દરબારી મકાનો અઘાટ વેચાણે આપ્યા હતા. તેમાંય જો કોઈ બ્રાહ્મણ એ મકાન લે તો તેને અડધી કિમતે મકાનો આપ્યા હતા. વળી જે મકાનો તેમના મૂળ કબજાના હતા તેનો વેરો પણ માફ કર્યો હતો. (૨) ચવહક્કના ધારા બહાર પાડી ખેડૂતોને પોતાની હસ્તકની જમીનના ખરા માલિક બનાવ્યા જેથી ખેડૂતો જથી ખેડૂતો સારી મહેનત કરી ખેતીને સુધારવા પ્રયત્ન કરે. (૩) થાણાદેવળીમાં બહારનો ભાગ વધારવા માટે બહાર મકાનો થાય તે માટે જમીન ઘણા ઓછા દરથી પ્રજાજનોને આપવાનો તેઓએ હુકમ કર્યો હતો. વળી આધુનિક નગર આયોજન મુજબ યોગ્ય માપના રસ્તા રાખી જમીનના પ્લોટ પાડવામાં આવ્યા હતા અને તે પ્રજાજનોને આપ્યા હતા. (૪) રાજ્યના દરેક ગામોમાં ઘરભેણીનો ધારો બહાર પાડી જુજ કિંમત લઈ પ્રજાજનોને તેઓની પાસેના મકાનો અને દુકાનોના પાકા લેખ કરી આપ્યા હતા. (૫) રાજ્યમાં ભાગબટાઈનું ધોરણ હતું તેમાં સાંતી વેરો, કણગરી વેરો, અને કામદારી વેરો કે રોકડ રકમ લેવાતી ન હતી. તેથી ખેડૂતો ને સારી રાહત મળતી હતી. (૬) તેઓએ વેપાર વાણિજ્યનો વિકાસ થાય તે માટે રાજ્યના કાયદાના ધોરણો હળવા કર્યા હતા. આવી તેમની નીતિ અને કાયદાને હિસાબે ધોરાજીના વેપારીઓએ વેપાર અર્થે થાણાદેવળીમાં આવીને વસવાની માંગણી કરી હતી. આ બાબત જ તેમની ઉદાર નીતિનો પરિચય કરાવે છે. (૭) રાજ્ય તરફથી હરિજનો માટે હરિજનવાસ બાંધી આપવામાં આવ્યો હતો. (૮) તેમણે પ્રજાજનોની સલામતી અને સુરક્ષા માટે પોલીસ અને પસાયતાની સંખ્યામાં વધારો કર્યો હતો.

#### ૨. સ્થાનિક સ્વશાસનને ઉત્તેજન

અમરાવાળાએ થાણાદેવળી રાજ્યમાં સ્થાનિક સ્વશાસનને ઉત્તેજન આપવા માટે તા.૩૧-૦૭-૧૯૩૬ના રોજ ગ્રામ પંચાયત ધારો બહાર પાડ્યો હતો. આ ધારાથી રાજ્યના ખેડૂતો અને વેપારી વર્ગને તથા પંચાયત સભ્યોને અમરાવાળાની રૂબરૂમાં ગ્રામ પંચાયતના ફાયદાઓથી વાકેફ કરવામાં આવ્યા હતા. આ પછી તા.૦૫-૦૬-૧૯૩૮ના રોજ થાણાદેવળી રાજ્યના ગ્રામ પંચાયતના તમામ સભ્યોની એક બેઠક પણ બોલાવવામાં આવી હતી. આ ધારા બહાર પાડતી વખતે અમરાવાળાએ પ્રજાજનોને કહ્યું કે, “તમે આ ધારાનું બરોબર અવલોકન કરશો તો તમારા ગામની તમામ પ્રકારની જવાબદારી તમારા ઉપર રાખેલ છે.” આ ગ્રામ પંચાયતોએ નીચે મુજબના કાર્યો કરવાના હતા. (૧) કોઈ ખેડૂત વાડી (કૂવો) વિનાનો હોય તો તમારે નવી વાડી કરાવી દેવા રાજ્યની પાસે દરખાસ્ત મૂકવી. (૨) કોઈ ખેડૂત બરાબર ખેતી ન કરતો હોય તેણે તાકીદ આપવી અને સ્થાનિક અમલદારની અથવા નામદારશ્રીની હજૂરમાં

કહેવું. (૩) જમીનના પ્રમાણ કરતા બળદ ઓછા હોય તો તે પુરા કરી લેવાની સૂચના તે ખેડૂતને આપવી. (૪) ઓરવિયા વિનાનું વાવેતર કોઈ ન કરે તથા પિયત કર્યા વિનાની કોઈ વાડી ન રહી જાય તેની તપાસ કરવી. (૫) ગામના ખેડૂતની એવી કોઈ પણ હરકત ન આવે કે, તેઓ ગામ મૂકીને ચાલ્યા જાય અથવા તેની પાસેની જમીન પડતર રહી ન જાય તેનો ખ્યાલ રાખવો. (૬) ખેતરના શેઢે પાળા, પાળિયા બંધાવવા જરૂર હોય તેવા સ્થળે તે ખેતરવાળા ખેડૂતને તાકીદ આપવી. (૭) ગામમાં હરામી માણસ હોય તો તેને દૂર કરવો. (૮) વેઠ બિનજરૂરી નથી તથા ગામ ઝાંપાનું ખર્ચ વધતું નથી તેની કાળજી રાખવી. (૯) રાજ્યના નાના મોટા કોઈ પણ નોકર તરફથી કોઈ ખેડૂતો કે બીજી વસતિને કનડગત થતી હોય તો હિંમતથી નામદાર હજૂરની સમક્ષ જાહેરાત કરવી. ઈ.સ.૧૯૩૬માં અમરાવાળાની ઈચ્છાથી અમરનગરમાં પ્રજામંડળની સ્થાપના થઈ હતી.



શ્રી લક્ષ્મણ નિવાસ પેલેસ –અમરનગર

### ૩. વેપારનો વિકાસ

રાજ્યએ વેપારનો વિકાસ થાય તે માટે આખા રાજ્યમાં જકાતનું એક સરખુ ધોરણ દાખલ કર્યું હતું. જકાતનું ધોરણ એક રૂપિયે પાઈનું હતું. ઈ.સ.૧૯૩૪થી તળપદ થાણાદેવળીને જકાત મુક્તિનો લાભ આપવામાં આવ્યો હતો. તેથી વસતિને દર વર્ષે અંદાજે રૂ.૫૦૦૦નો ફાયદો થતો હતો. ગામ ઝાંપાના ખર્ચ ઉપર ઘણો અંકુશ મુકવામાં આવ્યો હતો અને એ બંને બાબતોના મહિને મહિને દરેક ગામના પત્રકો મંગાવી તપાસવામાં આવતા હતા. મોટા દેવળિયામાં નવા પ્લોટની જમીન ખરીદનારને દશ વર્ષ સુધી જકાત નહીં લેવાનું ઠરાવ્યું. ગામડાઓનો વિકાસ કરવાનો પ્રયત્ન કરવામાં આવ્યો હતો, ગ્રામોદ્ધારની યોજના પાછળ રૂ.૨૦૦૦ ખર્ચવામાં આવ્યા હતા.

### ૪. ન્યાયતંત્ર

થાણાદેવળી રાજ્યમાં પ્રજાના રક્ષણ માટે ચારેય મહાલમાં એક એક ફોજદાર નીમવામાં આવ્યા હતા. બાકી દરેક ગામમાં કાંટિયા વર્ણનાને પસાયતા તરીકે નીમવામાં આવ્યા હતા. આ પસાયતાઓ ફોજદારને વફાદાર રહીને ગામનું દરેક પ્રકારે રક્ષણ કરીને ધ્યાન રાખતા હતા. આવા બંદોબસ્તને હિસાબે ઈ.સ.૧૯૨૨ થી ૧૯૩૭ સુધીમાં એક પણ ડાકાયતી ગુનો રાજ્યમાં બન્યો ન હતો. થાણાદેવળી રાજ્યમાં કુલ ૩ કોર્ટો આવેલી હતી. જેમાં (૧) ફર્સ્ટક્લાસ મેજીસ્ટ્રેટની કોર્ટ (૨) સરન્યાયાધીશની કોર્ટ (૩) હજુર કોર્ટ. આમાં જયારે કોઈ ગુનો બને તો તેનો ન્યાય ફર્સ્ટક્લાસ મેજીસ્ટ્રેટની કોર્ટમાં અપાતો હતો અને

તેના ઠરાવ ઉપર સર ન્યાયધીશની કોર્ટમાં અપીલ થતી હતી અને છેવટની અપીલ હજુર કોર્ટમાં કરવામાં આવતી હતી. તે ઠરાવ ખુદ રાજવી આપતા હતા. થાણાદેવળીના શાસકને ફોજદારી ગુનામાં સાત વર્ષની જેલની સજા અને રૂ.૧૦૦૦૦ સુધીનો દંડ કરવાની સત્તા હતી. જયારે રૂ.૨૦૦૦૦ સુધીના સિવિલ દાવાઓ સાંભળી શકતા હતા. થાણાદેવળી રાજ્યમાં એક આનાની અમરાવાળાના ફોટાવાળી કોર્ટ સ્ટેમ્પ હતી, જયારે અમરાવાળાના ફોટાવાળી એક આનાની, બે આનાની રેવન્યુ ટીકીટ હતી.

થાણાદેવળી રાજ્યમાં ચાર ફોજદાર, ૧૬ પોલીસ પટેલો, ૪ સાંઢણી સવારો, ૫૨ જમીનદાર રેવન્યુ ખાતાના પસાયતા અને ૬૬ ગ્રામ્યપોલીસ હતા. દીવાની દાવામાં ફી લેવામાં આવતી હતી અને આ દાવા ઉપર સ્ટેમ્પ લગાડવામાં આવતી હતી. દીવાની કામમાં સુનાવણી થતાં પહેલા પક્ષકારો ઘરમેળે સમાધાન કરે તો અડધી ફી પાછી અપાતી હતી. બે પોલીસ સુપ્રિન્ટેન્ડેન્ટ પણ રાખવામાં આવ્યા હતા. રાજ્યમાં ૨૨ જેટલા જુદા જુદા ધારાઓ હતા. (૧) જુગાર ધારો (૨) દસ્તાવેજ નોંધણી ધારો (૩) ઘરભેણી ધારો (૪) ભરત ફી ધારો (૫) માપણી ધારો (૬) રજા ધારો (૭) પેન્શન ધારો (૮) શકદાર ધારો (૯) ડબાદંડ ધારો (૧૦) સીંગરોટી ધારો (૧૧) નિકાસ ધારો (૧૨) ચવહક્ક ધારો (૧૩) ફળાવ ઝાડ ઉછેર ધારો (૧૪) ખરાબા જમીનમાં બાવળ ઉછેરવાનો ધારો (૧૫) પરદેશમાં છોકરી નહીં વેચવાનો ધારો (૧૬) દૂધાળા ઢોર પરદેશ નહીં મોકલવાનો ધારો (૧૭) શિકાર ધારો (૧૮) તોલમાપ ચકાસણીના નિયમો (૧૯) સ્ટેમ્પ ફી ધારો (૨૦) વકીલ ફી અને અરજી લખનારના ધારા (૨૧) ગ્રામ પંચાયત ધારા (૨૨) ગામના પટેલે કામ કરવાના નિયમો.




અમરાવાળા પાવરહાઉસ- અમરનગર



હોસ્પિટલ- અમરનગર

### ૫. કેળવણીને ઉત્તેજન

થાણાદેવળી રાજ્યમાં લક્ષ્મણવાળાના અવસાન સમયે કુલ ચાર સ્કૂલો હતી. તે સ્કૂલોની સંખ્યા ઈ.સ.૧૯૩૧માં વધારીને ૨૯ ગામો વચ્ચે ૧૬ સ્કૂલો કરવામાં આવી હતી. ઈ.સ.૧૯૩૧માં થાણાદેવળીમાં રૂ.૩૦૦૦ ખર્ચી મિડલ સ્કૂલ અને ઈ.સ.૧૯૩૬માં રૂ.૪૫૦૦ના ખર્ચે હાર્વે સ્કૂલ ખોલવામાં આવી હતી. આ સ્કૂલમાં રૂ.૫ ની પદ્દણી સ્કોલરશીપ આપવામાં આવતી હતી. અંગ્રેજીના અભ્યાસની સગવડતા માટે મોટા દેવળિયામાં કંપોઝીટ શાળા શરૂ કરવામાં આવી હતી. આખા રાજ્યમાં પ્રાથમિક શિક્ષણ મફત આપવાનું

ઠરાવવામાં આવ્યું હતું. ઈ.સ.૧૯૩૧માં બાબરામાં ગિરાસિયા હોસ્ટેલ મીકસાહેબના હાથે ખુલ્લી મુકાતા તે સમયે યુવરાજ અમરાવાળાએ રૂ.૨૦૦૦નું તેમાં દાન આપ્યું હતું. થાણાદેવળી તળપદમાં હરિજન બાળકો માટે હરિજન શાળા ખોલવામાં આવી હતી અને તેમાં ૩૦ વિદ્યાર્થીઓ શિક્ષણ મેળવતા હતા. રાજ્યના ડેપ્યુટી કારભારી ભગવાનદાસના દીકરા રમણીકરાયને અને પાણિયા ગામના પટેલ કરશન વાલજીના દીકરા મોહનલાલ પટેલને તથા જેતપુરના હેંમતકુમાર લક્ષ્મીશંકર વૈદ્ય વગેરેને રાજ્યે ઉચ્ચ શિક્ષણ માટે સ્કોલરશીપ આપી હતી.

### ૬. વૈદ્યકીય સારવાર

ઈ.સ.૧૯૨૨માં થાણાદેવળીમાં એક દવાખાનું જે જુજ ખર્ચથી ચાલતુ હતું. તેમાં સગવડતાઓ વધારી તા.૦૩-૦૬-૧૯૩૬ના રોજ સિલ્વર જ્યુબીલી મેમોરિયલ નામનું રૂ.૨૦૦૦૦ના ખર્ચે હોસ્પિટલનું મકાન બાંધવામાં આવ્યું હતું. અત્યાર સુધી જૂના દવાખાનામાં બિનતાલીમી ડોક્ટર રહેતા તેની જગ્યાએ ઉચ્ચ પદવી મેળવેલ ડોક્ટર તથા કંપાઉન્ડર નીમવામાં આવ્યા હતા. હોસ્પિટલમાં રૂ.૨૦૦૦ સુધીની દવાઓ રાખવામાં આવતી નથી અને સ્ત્રી પુરૂષોના અલગ અલગ વોર્ડ બનાવવામાં આવ્યા હતા. સર્જરી માટે રૂ.૧૦૦૦ના સાધનો વસાવવામાં આવ્યા હતા. જયારે આસપાસ પોતાના કે બીજા રાજ્યના ગામમાં ક્યારેક આકસ્મિક ડોક્ટરની જરૂર પડે ત્યારે ડોક્ટરને રાજ્ય તરફથી મોટર મફત આપવામાં આવતી હતી અને આ હોસ્પિટલમાં દવા પણ મફત પુરી પડાતી હતી. આ સિવાય રાજ્યની પ્રજાના આરોગ્ય માટે દર વર્ષે ગામડાના પોલીસ પટેલો મારફતે સુદર્શન અને ક્વિનાઇન વગેરે દેશી દવાઓ મોકલવામાં આવતી હતી. રાજ્યમાં હોસ્પિટલ થયા પછી દર વર્ષે રૂ. ૫૦૦૦નો વાર્ષિક ખર્ચ આરોગ્યની સુવિધા પાછળ રાજ્ય કરતું હતું. થાણાદેવળી તળપદમાં કોઈ બિમાર હોય અને તેના ઘરમાં બીજુ કોઈ માણસ ન હોય તો તેને ખોરાકની તથા પાણીની સગવડતા રાજ્ય તરફથી આપવામાં આવતી હતી.



યુવરાજશ્રી રામવાળા



શ્રી સામતવાળા

### ૭. ખેતી અને ખેડૂતોની પ્રગતિ માટેના કાર્યો

અમરાવાળા અને તેમના પિતા લક્ષ્મણવાળા બંને ખેતી અને ખેડૂતો બંનેને ખૂબ જ ચાહતા હતા. આથી તેમણે ખેતીનો વિકાસ કરવા માટે અનેક પગલાંઓ લીધા હતા. જયારે ૧૯૨૭માં ખેડૂતોએ અરજી

કરી ત્યારે તેઓની કબૂલાતો મુજબ દર સાંતી એ રૂ.૩૦૦ ચવહક્કના ઠરાવી દરેક ખેડૂતને તેમના પાસેના ખેતરો, વાડીઓ, મકાનો વગેરેના પાકા લેખ કરી આપવામાં આવ્યા હતા. ખેડૂતોએ લેખો સંભાળી લીધા પછી તરત જ અમરાવાળાએ ખેડૂતોની અરજ અહેવાલ સિવાય દર સાંતીએ રૂ.૧૦૦ ઓછા લેવાનું ફરમાન બહાર પાડીને રૂ.૧૭૫૦૦૦ની ખેડૂતોને રાહત આપી હતી. ખેડૂતોને ચવહક્ક આપતા તથા પરહદના નવા ખેડૂતો લાવી, નવી વાડી વગેરે ખેડાવતા હતા. રાજ્યમાં પહેલા કરતા પછી ૧૪૩ ખેડૂત ખાતાનો વધારો થયો હતો. દુષ્કાળના સમયમાં ખેડૂતો વિઘોટી ભરી શક્યા ન હતા. (સંવત ૧૯૮૨ અને ૧૯૯૦) ત્યારે અમરાવાળાએ રૂ.૧૫૨૦૦૦ની વિઘોટી માફ કરી હતી. આ સિવાય વસતિ પાસેથી રૂ.૪૦૦૦નું લેણું માફ કર્યું હતું. ખેડૂતો સિંચાઈ વધારે તે માટે જો કોઈ નવો કૂવો કરે અને તેના પાણીથી બે વર્ષ પિયત કરે તો તેનું કાંઈ રજૂઆત કરવા આવે ત્યારે મહત્વનું કામ પણ પડતુ મુકીને ખેડૂતને બોલાવી મળતા અને તેના પ્રશ્નનો નિકાલ કરી જમાડતા હતા અને શક્ય હોય તો રેલવેની ટીકીટના પૈસા પણ આપતા હતા, અમરાવાળાએ રાજ્ય સંભાળ્યું પછી ખેડૂતોની સ્થિતિમાં અને ખેતીમાં ઘણો જ સુધારો થયો હતો.

### ૮. ધાર્મિક

થાણાદેવળી રાજ્યે ધાર્મિક કાર્યમાં ખૂબ જ રસ લીધો હતો અને ધર્મમાં ઓતપ્રોત રાજ્ય હતું. વળી રાજ્યમાં હિંદુ મુસ્લિમના કોઈ ભેદભાવ હતા નહી. થાણાદેવળી ગામમાં લાડબાઈની દરગાહે રાજ્ય તરફથી રેશમી સોડ ચડાવાતી અને દરરોજ સાંજે તેમની કબર પાસે મશાલ પેટાવવામાં આવતી હતી. રાજ્યમાં બ્રાહ્મણોના વેરા માફ કરવામાં આવ્યા હતા, તેમજ બ્રાહ્મણોને તેમના મકાનો અડધી કિંમતે આપતા, તેઓને રૂ.૧૦૦૦૦ની રાહત અપાતી હતી. ભારત-પાકિસ્તાન ભાગલા સમયે જૂનાગઢ રાજ્યની જે પ્રજાએ સ્થળાંતરો કર્યા હતા તેમાંના ઘણા થાણાદેવળીમાં આવ્યા હતા, તેણે અમરાવાળાએ પોતાની પ્રજા માની રાહત આપી હતી. મુસ્લિમોને રોજા વખતે અમરાવાળાએ મીઠાઈ બનાવડાવી મુસ્લિમોને ખવડાવી રોજા છોડાવ્યા હતા. રાજ્યમાં હિંદુ-મુસ્લિમ બંનેને સરખા લાભ અપાતા હતા. વળી થાણાદેવળી રાજ્યમાં કેટલાય મુસ્લિમ નોકરો હતા. ખુદ અમરાવાળા સાહેબના એ.ડી.સી. રહીમભાઈ મુસ્લિમ હતા. થાણાદેવળીમાં હંમેશા સદાવ્રત અપાતું તથા દેવસ્થાનોમાં પ્રભુના થાળ માટે અમુક ચોક્કસ રકમો બાંધી આપવામાં આવી હતી. થાણાદેવળીમાં તથા રાજ્યના ગામોમાં કેટલાંક હિંદુ મુસ્લિમ દેવસ્થાનોને વાર્ષિક રકમ અપાતી હતી. રાજ્યના ગામોમાં પારેવાની ચણ, ઘીનો અખંડ દિવો તથા ચોરાસીઓ નક્કી થયેલી તારીખોએ કરવામાં આવતી હતી. કાયમી ધોરણના ખર્ચમાં રાજ્ય તરફથી દર વર્ષે રૂ.૮૦૦૦ આપતા હતા. રાજ્યના ૪૨ અનાથોને ખોરાક પુરો પાડવામાં આવતો હતો અને પરહદના ગરીબોને મદદ આપવામાં આવતી હતી. અમરાવાળા ખૂબ જ ધાર્મિકવૃતિના અને દાન ધર્મ કરવાવાળા હતા. તેઓ ગોકુલ, મથુરા, હરદ્વાર અને કાશીની યાત્રા કરી રૂ.૩૩૦૦૦નો ધર્માદો કર્યો હતો. આ ઉપરાંત ગામડામાં ચોરા અને અવેડા બનાવવા માટે પણ તેઓ મદદ આપતા હતા. તેઓ ઈ.સ.૧૯૩૭માં ટાઈફોઈડ ફિવર દર્દી બન્યા અને સાજા થયા ત્યારે તેમણે રૂ.૩૪૦૦૦નું દાનપુણ્ય કર્યું હતું. અમરાવાળા રાજગાદીએ આવ્યાને ૧૬ વર્ષ થયા એટલા સમયમાં તેમણે રૂ.૭૫૮૦૦૦નો ધાર્મિક બાબતો પાછળ ખર્ચ કર્યો હતો. તેઓએ ઈ.સ.૧૯૩૨માં થાણાદેવળીમાં લખેશ્વર તથા જસેશ્વર અને રાધાકૃષ્ણના મંદિરો રૂ.૧૫૦૦૦ના ખર્ચે બંધાવ્યા હતા. ઈ.સ.૧૯૪૬-૪૭માં રૂ.૨૫૦૦૦ના ખર્ચે મહારુદ્ર યજ્ઞ કરાવ્યો હતો. આ મહારુદ્ર યજ્ઞમાં

જામનગર, ગોંડલ, જેતપુર વગેરે સ્થળેથી ૪૫ વિદ્વાન બ્રાહ્મણો આવ્યા હતા. આ પ્રસંગે શીંગડાના મહંતશ્રી રઘુવાચાર્યજી, ભીડભંજનના શાંતિગીરી, કોયલીના મહંત રામદાસ મહારાજ, સૂરજદેવળ અને સતાધારના મહંત, અયોધ્યાપુરીના ખાખી મહંત જમાતના ૫૦ સાધુઓ આવ્યા હતા. ખાખી બાવાઓની એક હાથણીને શણગારીને યજ્ઞ મંડપ પાસે લાવી બીડું હોમવામાં આવ્યું હતું. તેઓએ ૧૩ વખત શ્રીમદ ભાગવતની કથા કરાવી હતી. તેઓએ પોતાની જન્મદિનની ખુશાલીમાં લાડબાઈમાંની જગ્યામાં રૂ.૧૨૫૦ ની લાદી પથરાવી હતી.

### ૯. રાજમહેલોના બાંધકામો

થાણાદેવળી રાજ્યનો મજબુત પાયો લક્ષ્મણવાળાએ નાંખ્યો હતો અને તેને શણગારવાનું કામ અમરાવાળાએ કર્યું હતું. તેમણે થાણાદેવળીમાં ઈ.સ.૧૯૨૮માં રૂ.૨૦૦૦૦ના ખર્ચે રામવિલાસ નામનો સુંદર પેલેસ બંધાવ્યો હતો. તેઓનો હજુર પેલેસ જે લક્ષ્મણ નિવાસ નામે ઓળખાતો હતો તે અને બગીચા પાછળ રૂ.૨૦૦૦૦૦નો ખર્ચ કરવામાં આવ્યો હતો. હરસુરબાગ તથા તેમાં લાલબંગલો બનાવવા પાછળ રૂ.૬૦૦૦નો ખર્ચ કરવામાં આવ્યો હતો. ભવ્ય સેક્રેટરીયેટ બનાવી તમામ ઓફિસોનો સમાવેશ તેમાં કરવામાં આવ્યો હતો. તેની પાછળ રૂ.૧૨૦૦૦૦નો ખર્ચ કરવામાં આવ્યો હતો. ઈ.સ.૧૯૪૫માં રૂ.૩૫૦૦૦ના ખર્ચે ગંગાજળીયા કૂવા ઉપર અમરાવાળા ઇલેક્ટ્રિક પાવર હાઉસ ઉભુ કરવામાં આવ્યું હતું. જેમાંથી દરબારગઢમાં અને ગામના રસ્તાઓ ઉપર વીજળીની સુવિધાઓ પુરી પાડવામાં આવતી હતી. ઈ.સ.૧૯૪૬માં રૂ.૩૦૦૦૦ના ખર્ચે કેટલ ફાર્મ અનર આ ઉપરાંત રૂ.૨૫૦૦૦ના ખર્ચે ઓફિસરોને રહેવા માટે બે બંગલા બંધાવ્યા હતા.

### થાણાદેવળીનું નામકરણ

અમરાવાળાનો પ્રજાપ્રેમ અને તેમના સત્કાર્યો અને સદવૃત્તિને ધ્યાને લઈને થાણાદેવળીના પ્રતિષ્ઠિત આગેવાનોએ નિર્ણય કર્યો કે આ ગામનું નામ હવેથી દરબારશ્રીના નામ ઉપરથી અમરનગર રાખવુ. આથી પ્રજાજનોએ તેમની ઈચ્છાની વાત દરબારશ્રીને કરી. પછી તા.૧૯-૦૮-૧૯૪૭ના રોજ યજ્ઞ કરી ગામની ફરતી દૂધની ધારાવાડી આપી, બીજે જ દિવસે તા.૨૦-૦૮-૧૯૪૭ના રોજ બરાબર ૧૦.૩૦ વાગ્યે વડિયા દેવળીના ચોકમાં ખુદ અમરાવાળા સાહેબના હસ્તે અમરનગર નામનું બોર્ડ ખુલ્લું મુકવામાં આવ્યું હતું તે પછી પ્રજાજનોની અમરાવાળાનું આરસનું પૂતળું મૂકવાની ઈચ્છા હતી અને તેઓના શાસનને ૨૫ વર્ષ પુરા થતાં પ્રજા ચાંદીથી જોખવા ઈચ્છતી. પરતું તેઓશ્રીએ પ્રેમપૂર્વક આ બંને વાતની ના પાડી કહ્યું હતું કે “જયારે આ દેહની રાખ થાય છે તેને ચાંદીથી થોડો જોખવાનો હોય.”

### રાજ્યચિન્હ

દરેક રાજ્યને રાજ્યચિન્હ હોય છે, તેમ થાણાદેવળી રાજ્યના રાજ્યચિન્હમાં સૂર્ય અને બે તલવારો છે. જે પોતાના ઇષ્ટદેવનું પ્રતિક અને તલવારો સૂર્યનારાયણે કાઠીઓને સાંગ આપી હતી, તેના પ્રતિકરૂપ છે. આ સિવાય રાજ્યચિન્હમાં એ બાજુ ઘોડો અને બીજી બાજુ હરણ છે તે બંને વાળા કુટુંબોમાં પૂજ્ય



ગણાય છે. આથી તેમનો પણ રાજ્યચિન્હમાં સમાવેશ કરવામાં આવ્યો છે. જયારે રાજ્યચિન્હની વચ્ચે શ્રીકૃષ્ણની છબી રાખી છે, કારણ કે આ રાજ્યના રાજાઓ લાલજી એટલે કૃષ્ણના ઉપાસક હતા અને વૈષ્ણવ ધર્મ પાળતા હતા તેથી તેમનો પણ સમાવેશ કરવામાં આવ્યો છે. રાજ્યચિન્હની નીચે "યતો ધર્મ સ્તતો જય" એ સૂત્ર લખવામાં આવ્યું છે.

### મૂલ્યાંકન

કાઠિયાવાડના કેટલાંક શાસકોની નીતિરીતિ અને વ્યવસ્થા ઉડીને આંખે વળગે તે પ્રકારની રહી છે. ઉત્તમ અને પ્રજાવત્સલ શાસકોની એક યાદી કરવાની હોય તો તેમાં થાણાદેવળીના શાસક અમરાવાળાનું નામ અવશ્ય મૂકવું પડે કારણ કે તેમણે પોતાના રાજ્યમાં હિંદુ મુસલમાનોના કોઈ ભેદ રાખ્યા નહોતા અને લોક ઈચ્છાને અનુસરવા પ્રજામંડળ પણ સ્થાપ્યું હતું તથા હરિજનોના ઉદ્ધાર અને વિકાસ માટે પણ ચિંતા કરી કામ કર્યું હતું. પોતે ખૂબ જ દયાળુ, ઉદાર અને બહુ મોટા દાનવીર શાસક હોવાથી સૌરાષ્ટ્ર ગુજરાતમાં ઘણી બધી સંસ્થાઓ અને ગરીબ ગુરબાઓને તેમણે દાન આપીને એક ઉત્તમ ધાર્મિક વૃતિના શાસક તરીકેનું નામ ઈતિહાસમાં કોતરાવ્યું છે.

શ્રી અમરાવાળાને દતક લેનાર દરબાર લક્ષ્મણવાળા - થાણાદેવળી



Wala Laxman Meram
...archolder of Jetpur. Wala Kathi, age 4...








શ્રી આલા ખાચર બીજા ના રાજ્યારોહણ અને લગ્ન સમયની  તસવીરો